શેઠ કાળીદાસ લાલભાઈ તરફથી ભેટ.

પંડિત મુનિરાજ શ્રી

# રત્નચંદ્રજી સ્વામીએ

અમદાવાદમાં કરેલા

# અવધાનના પ્રયોગો




પ્રયોજક,

ચુનીલાલ વર્ધમાન શાહ





પ્રકાશક,

શ્રી કાઠિયાવાડ સ્થાનકવાસી જૈન સંઘ—અમદાવાદ.

श्री जिनेन्द्राय नमः ॥

પંડિત મુનિરાજ શ્રી

રત્નચંદ્રજી સ્વામીએ

અમદાવાદમાં કરેલા

# અવધાનના પ્રયોગો.

પ્રયોજક

ચુનીલાલ વર્દ્ધમાન શાહ

સારંગપુર, અમદાવાદ.

શ્રી કાઠિયાવાડ સ્થાનકવાસી જૈન સંઘ-અમદાવાદ-

તરફથી પ્રકાશક

પોપટલાલ ચુનીલાલ શાહ

પંચભાઈની પોળ, અમદાવાદ.

મગનલાલ મોહનલાલ તલસાણીયા

ધનાસુતારની પોળ, અમદાવાદ.

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૫૦૦

વિ. સંવત ૧૯૮૦ વીર સંવત્ ૨૪૫૦. ઈ. સ. ૧૯૨૩.

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસમાં સી. એમ. મોદીએ છાપ્યું.

ઠેકાણું ખાડીઆ-જેઠાભાઇની પોળ-અમદાવાદ.

# પ્રસ્તાવના.

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ અમદાવાદમાં કરેલા અવધાનના પ્રયોગોનો સંક્ષિપ્ત વૃત્તાન્ત અમદાવાદનાં તેમજ મુંબઇનાં કેટલાંક વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ ચૂકયો છે, પરન્તુ આ અવધાન પ્રસંગે હાજર નહિ રહી શકનારાઓ તેમજ તે માટેની સભામાં મર્યાદિત સંખ્યામાં જ શ્રોતાઓને દાખલ કરવાના હોવાથી તેમાં હાજર રહેવાનો લાભ નહિ મેળવી શકનારાઓ અને બહારગામના ગૃહસ્થોની ઇચ્છા તથા માંગણીને લીધે તેનો આ વિસ્તૃત વૃત્તાંત તૈયાર કરી પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવ્યો છે. સભામાં હાજર રહેલાઓ પણ આવા વિસ્તૃત વૃત્તાંતની માંગણી કરી રહ્યા છે, કારણકે એક ગંજાવર સભામાં હાજર રહેનારા સર્વ કોઇને અવધાનના પ્રયોગો એકસરખી સગવડથી જોવા તથા જાણ કરવાનો લાભ પ્રાપ્ત થઇ ન શકે એ સમજી શકાય તેવું છે. વળી કેટલાક પ્રયોગો સંસ્કૃત, પ્રાકૃત, અંગ્રેજી, હિંદી ઇત્યાદિ ભાષામા થયા હતા અને એ ભાષાથી અનભિજ્ઞ શ્રોતાઓ તે તે પ્રયોગોમાં સમાએલા પ્રસંગોને સંપૂર્ણ રીતે સમજી શકયા ન હોય એ પણ બનવાજોગ છે. આ સર્વ પ્રકારનાં કારણોથી આ વૃત્તાંતની ઉપયોગિતા પ્રકટ માલૂમ પડે છે અને તેથી આ લઘુ પુસ્તકને પ્રસિદ્ધ કરી જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને સંતોષવાનો યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

અમદાવાદ,
તા. ૧-૧૨-૧૯૨૩.

**શ્રી કાઠિયાવાડ સ્થાનકવાસી જૈન સંઘ.**

૩

# પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીના જીવન-પરિચય.

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીનો જન્મ સંવત્ ૧૯૩૬ ના વૈશાખ સુદી ૧૨ ને ગુરૂવારે કચ્છમાં આવેલા મુંદ્રા નગરની પાસેના ભોરારા નામના ગામમા ઓશવાળ જ્ઞાતિમાં થયો હતો. તેમણે સંસારમાં ગુજરાતી ભાષાનાં ૬ ધોરણ સુધી નિશાળે રહી અભ્યાસ કર્યો હતો અને ૧૨ મા વર્ષે પોતાના જયેષ્ઠ બન્ધુની સાથે કુળક્રમને અનુસરીને વાણિજ્ય-વ્યાપારમાં કૌશલ્ય પ્રાપ્ત કરવાના હેતુથી મુંબઇ, બેલાપુર ( દક્ષિણ ), સનાવાદ ( માળવા ) વગેરે વેપારી મથકો ખાતે જઈ રહ્યા હતા. તેઓશ્રી ત્યાં અનાજ વગેરેના વેપારનું શિક્ષણ મેળવી રહ્યા હતા.

તેમનું લગ્ન ૧૩ વર્ષની વયે થયું હતું. ગૃહસ્થાશ્રમમાં માત્ર ૩ વર્ષ વ્યતીત થયાં, એટલામાં તેમનાં પત્ની પોતાના સ્મારકરૂપે માત્ર એક પુત્રીને છોડીને સ્વર્ગવાસી થયાં. શ્રી રત્નચંદ્રજીના સ્વાભાવિક પરમગુણ વૈરાગ્યને ઉદ્દીપ્ત કરવામાં પત્નીનો હમેશનો વિયોગ નિમિત્તભૂત બન્યો. પત્નીના વિયોગથી અસહ્ય શોક તથા ક્ષોભ ઉત્પન્ન થવાને બદલે તેમના અંતરમાં ગુપ્ત રહેલા વૈરાગ્યના સંસ્કારો પ્રબળ વેગથી જાગૃત થયા અને તેમણે સંસાર ત્યજીને સાધુત્વ અંગીકાર કરવાનો પોતાના મનથી નિશ્ચય કર્યો. સાધુત્વ અંગીકાર કરવા પૂર્વે એ સાધુત્વને ઘટતું જ્ઞાન તથા સાધુઓના ધર્મો સંબંધી માહિતી મેળવવી એ અત્યાવશ્યક હતું એટલે તેમણે ધર્મગ્રંથોનો અભ્યાસ શરૂ કર્યો. તેમનો કુલક્રમાગત ધર્મ જૈન ધર્મ હતો એટલે એ ગ્રંથોના અભ્યાસ

તરફ તેમણે પોતાના ચિત્તને સર્વથી પહેલાં દોરવ્યું. **प्रसादचिह्नानि पुरःफलानि** એ સત્ય છે. સાધુત્વ અંગીકાર કરવામાં તેમને બહુ મુશ્કેલી નડી નહિ, કારણકે તેમના પૂજ્ય પિતાશ્રી તથા જ્યેષ્ઠ ભ્રાતા વ્યાપારદ્વારા આજીવિકા ચલાવી રહ્યા હતા અને ધર્મ પ્રતિના તેમના રાગને કારણે શ્રી. રત્નચંદ્રજીને સાધુત્વ અંગીકાર કરવા જેવા પુણ્યકાર્યમાં વિક્ષેપ કરવાનું તેમણે વાજબી માન્યું નહિ, પરન્તુ માતાના અગાધ પ્રેમે તેમને તુરતમાં સંસારમાંથી વિદાય આપી નહિ. આ કારણથી તેમણે સંસારમાં રહીને સૂત્રાદિનું જ્ઞાન પ્રાપ્ત કરવા માંડયું. દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, જૈન તત્ત્વોનાં પ્રકરણો ઇત્યાદિનું અધ્યયન તેમણે ખંતથી કર્યું અને એ અભ્યાસ વખતે તેમનું ખીલતું જતું વૈરાગ્ય એવા ઉત્કટ સ્વરૂપમાં દૃશ્યમાન થયું કે તેમના માતુશ્રીએ પણ તેમને સાધુત્વ ગ્રહણ કરવાની અનુમતિ આપવામાં ઔચિત્ય જોયું.

સંવત્ ૧૯૫૩ ના જ્યેષ્ઠ સુદી ૩ ને દિવસે પૂજ્યપાદ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી ( લીંબડી સંપ્રદાય ) ની સમીપે પોતાની ૧૭ વર્ષની વયે તેમણે સાધુત્વની દીક્ષા અંગીકાર કરી. દીક્ષિત થયા પછી તુરત તેમણે સંસ્કૃત ભાષાના અભ્યાસનો પ્રારંભ કર્યો અને થોડા સમયમાં સિદ્ધાન્તચંદ્રિકા, સિદ્ધાન્તકૌમુદી, તત્ત્વબોધિની, મનોરમા, પંચકાવ્ય, અલંકાર, સાહિત્ય, નાટક આદિનું સારૂં જ્ઞાન ઉપાર્જન કર્યું. ત્યારપછી ન્યાયમાં તર્કસંગ્રહથી માંડીને જગદીશ ગદાધરના બાધ-અનુમિતિ ગ્રંથસુધી સારી પેઠે અધ્યયન કર્યું. સાંખ્ય દર્શન આદિ ગ્રંથોનું અધ્યયન તેમણે કચ્છ અને કાઠિયાવાડનાં જૂદાં જૂદાં ગામોમાં રહીને કર્યું અને બધા અભ્યાસ પાછળ તેમણે પૂરાં બાર વર્ષ એક ચિત્તે ગાળ્યાં.

ઓગણત્રીસ વર્ષની વયે તેમણે વ્યાખ્યાન આપવાનો અને અવધાનોની શક્તિ કેળવવાનો પ્રારંભ કર્યો હતો. તેઓશ્રી સો સુધી અવધાનો કરી શકે છે. સ્વ. કવિ શ્રી શંકરલાલ માહેશ્વર જે એક અવધાની વિદ્વાન તરીકે જાણીતા હતા તેમણે પણ તેમની અવધાનશક્તિ જોઇને સસંતોષાશ્ચર્ય પ્રકટ કર્યું હતું. મુંબઇ, લીંબડી, પોરબંદર, ભાવનગર, જેતપુર વગેરે સ્થળે તેમણે અવધાનો કર્યાં છે. મુંબઇનાં અવધાનોના મેળાવડામાં સ્વ. ન્યાયમૂર્તિ શ્રી. ગણેશ નારાયણ ચંદાવરકરે મહારાજશ્રીના સામર્થ્ય, વિદ્વત્તા અને બુદ્ધિમત્તાની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. જૈન મુનિઓમાં તેમના સરખા વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી, પરિશ્રમી, વિવેકી, શાન્ત પ્રકૃતિ અને નિરભિમાની મુનિ થોડા જ હશે.

પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સંસ્કૃત અને ગુજરાતી ભાષાના એક સારા લેખક તથા કવિ પણ છે. તેમણે અનેક સંસ્કૃત ગુજરાતી ગ્રંથો લખ્યા છે. 'કર્ત્તવ્યકૌમુદી' નામની તેમની સંસ્કૃત ભાષાની કૃતિનો પ્રથમ ગ્રંથ ગુજરાતી વિવેચન સાથે પ્રસિદ્ધ થયો છે અને બીજો ગ્રંથ તેઓશ્રીએ હમણાં અમદાવાદમાં જ લખી પૂરો કર્યો છે, જે ગુજરાતી વિવેચન સાથે હવે પછી પ્રસિદ્ધ થશે. તેમનો 'ભાવનાશતક' નામનો સંસ્કૃત શ્લોકોનો ગ્રંથ ગુજરાતી વિવેચન સાથે પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે. 'પૂજ્ય શ્રી અજરામરજી સ્વામીનું જીવનચરિત્ર' કે જેમાં ભક્તામર સ્તોત્રના પ્રત્યેક શ્લોકના અંતીમ પાદને પાદપૂર્તિરૂપે ગ્રહણ કરી પંડિતશ્રીએ નવું 'અજરામર સ્તોત્ર' બનાવ્યું છે તેનો સમાવેશ કરવામાં આવ્યો છે તે પણ પ્રસિદ્ધ થયું છે. તેઓશ્રીના સંસ્કૃત ગુજરાતી પ્રકીર્ણ લેખોનો સંગ્રહ 'રત્નગદ્યમાલિકા' નામના ગ્રંથમાં પ્રસિદ્ધ થયો છે. આ ઉપરાંત તેમની બીજી કેટલીક કૃતિઓ હજી અપ્રસિદ્ધ અવસ્થામાં રહી છે.

'અર્ધમાગધી કોષ' એ પંડિત શ્રી રત્નચંદ્રજીના જીવનનું એક મહાભારત કાર્ય છે. જૈન સૂત્રોમાં તથા અન્ય જૈન ગ્રંથોમાં આવતા પ્રાકૃત તથા અર્ધમાગધી ભાષાના શબ્દોનો સંગ્રહ આ કોષમાં કરવામાં આવેલો છે અને તેના સંસ્કૃત, ગુજરાતી અંગ્રેજી તથા હિંદી ભાષામાં અર્થો આપવામાં આવ્યા છે. આ કોષ હિંદ ઉપરાંત આખી દુનિયાને ઉપયોગી થઈ પડે એવા હેતુથી તેમણે તૈયાર કર્યો છે. આ કોષ પાંચ મોટા વિભાગોમાં પ્રસિદ્ધ થશે, જેમાંનો પહેલો વિભાગ ૬૫૦ પૃષ્ઠનો પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે.

પ્રાકૃત અને જૈન સૂત્રોની ભાષાનું તેમનું જ્ઞાન અનુપમ છે. અર્ધમાગધી કોષની સાથે તે ભાષાનું વ્યાકરણ તથા ધાતુરૂપાવલિ હોય તો એ ભાષાના અભ્યાસીઓની સગવડમાં વધારો થાય એવા હેતુથી હાલમાં તેઓશ્રી એ બે કૃતિઓની પાછળ ખંતપૂર્વક લાગી રહેલા છે. જ્ઞાનપ્રાપ્તિનું સાર્થક્ય ત્યારે જ થયું લેખાય કે જ્યારે તે જ્ઞાનનો લાભ જિજ્ઞાસુઓને મળે; આ હેતુથી પંડિત શ્રી રત્નચંદ્રજી પોતાની સાધુ તરીકેની દિનચર્યામાં અને વ્યાખ્યાનાદિની પ્રવૃત્તિમાં ગુંથાઇ રહેવા છતાં જે કાંઇ સમય કરકસરથી મેળવી શકાય તેનો ઉપયોગ વિશેષ જ્ઞાનપ્રાપ્તિમાં, જ્ઞાનગોષ્ઠિમાં અને જ્ઞાનનાં ઉપકરણો તૈયાર કરવામાં જ ગાળી રહેલા છે.

---

# અનુક્રમ.


| અવધાન | વિષય | પૃચ્છક. |
|---|---|---|
| ૧ | શ્લોકના પ્રથમ પાદના અક્ષરો | પ્રો. આથવલે. |
| ૨ | 'સંપત્તિ એટલે શું ?' એ વિષે કથા. | |
| ૩ | નવો સંસ્કૃત શ્લોક | રા. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. |
| ૪ | ગુપ્ત રાખેલો આંકડો | પ્રો. જે. સી. સ્વામીનારાયણ. |
| ૫ | સંસ્કૃત વાક્યના શબ્દો | રા. બા. રમણભાઇ મહીપતરામ. |
| ૬ | પૂછેલી તારીખનો વાર | શેઠ નારણલાલ જીવણલાલ. |
| ૭ | સંસ્કૃતમાં સંભાષણ | પ્રો. આથવલે. |
| ૮ | કથા (આગળ ચાલુ) | |
| ૯ | શ્લોકના બીજા પાદના અક્ષરો | પ્રો. આથવલે. |
| ૧૦ | સોળ ખાનાનો યંત્ર (પૂર્વાર્ધ) | પ્રો. જે. સી. સ્વામીનારાયણ. |
| ૧૧ | ગુજરાતી પાદપૂર્તિ | શ્રી. નાનાલાલ દલપતરામ કવિ. |
| ૧૨ | હિંદી વાક્યના શબ્દો | મુનિ શ્રી જિનવિજયજી. |
| ૧૩ | એકી બેકીની પરીક્ષા | ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. |
| ૧૪ | કથા (આગળ ચાલુ) | |
| ૧૫ | શ્લોકના ત્રીજા પાદના અક્ષરો | પ્રો. આથવલે. |
| ૧૬ | નવી ગુજરાતી કવિતા | ચુનીલાલ વર્ધમાન શાહ. |
| ૧૭ | સોળખાનાનો યંત્ર (ઉત્તરાર્ધ) | પ્રો. જે. સી. સ્વામીનારાયણ. |
| ૧૮ | નિબંધલેખન | પ્રો. માધવલાલ સુખલાલ શાહ. |
| ૧૯ | હિંદી ભાષામાં સંભાષણ | પંડિત શંકરપ્રસાદ મિશ્ર. |
| ૨૦ | સંસ્કૃત અંતર્લાપિકા | શાસ્ત્રી શ્રી રામકૃષ્ણ હર્ષજી. |
| ૨૧ | ધારેલી જન્મતિથિ | શ્રી. કાળીદાસ જસકરણ ઝવેરી. |
| ૨૨ | કથા (સંપૂર્ણ) | |
| ૨૩ | શ્લોકના ચોથા પાદના અક્ષરો | પ્રો. આથવલે. |

૨૪ ૯ સમાનાંતર રકમોનો સરવાળો (અપૂર્ણ)...શેઠ મંગળદાસ જેસીંગભાઇ
૨૫ ગુજરાતીમાં સંભાષણ......શ્રી. ડાહ્યાભાઇ પી. દેરાસરી.
૨૬ ઉર્દૂ વાક્યના શબ્દો......રા. નંદલાલ મણીલાલ શાહ.
૨૭ પાસાનું ગણિત......પ્રો. દીવાટીયા.
૨૮ પ્રાકૃત વાક્યના શબ્દો......શ્રી. રસિકલાલ પરીખ.
૨૯ ૬૪ પાનાની થોકડી......ચુનીલાલ વર્ધમાન શાહ.
૩૦ કચ્છી વાક્યના શબ્દો......શ્રી. નારાયણ વિસનજી ઠક્કુર.
૩૧ ૯ સમાનાંતર રકમોનો સરવાળો (ઉત્તરાર્ધ) શેઠ મંગળદાસ જેસીંગભાઇ.
૩૨ ધારેલી ચાર રકમો......સાહિત્ય સભાના સભ્યો.
૩૩ અંગ્રેજી વાક્યના શબ્દો... ..શ્રી. ગોરધનભાઇ ઇશ્વરભાઈ પટેલ.
૩૪ નવ આંકડાની રકમનો ગુણ્ય અને ગુણક......જોષી ગિરિજાશંકર.
૩૫ ઉપસંહારનું વ્યાખ્યાન.

## પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ અમદાવાદમાં કરેલા

# અવધાનના પ્રયોગો.

### ચાતુર્માસ.

અમદાવાદના સ્થાનકવાસી જૈન ૭ કોટી ઉપાશ્રયમાં સંવત ૧૯૭૯ ના ચાતુર્માસ માટે પંડિત મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામી, મહારાજ શ્રી વીરજી સ્વામી, પં. મુનિ શ્રી રત્નચંદ્રજી સ્વામી, મુનિ શ્રી ખુશાલચંદજી સ્વામી તથા મુનિ શ્રી રૂપચંદજી સ્વામી પધાર્યા ત્યારથી જ પં. મુનિ શ્રી રત્નચંદ્રજી સ્વામીને કેટલાક જૈન તેમજ જનેતર ગૃહસ્થો તરફથી તેમના વિદ્વત્તાભર્યા તથા અદ્‌ભૂત અવધાનપ્રયોગોને માટે પુનઃ પુનઃ વિનતિ કરવામાં આવતી હતી. અમદાવાદમાં પંડિત ગટુલાલજી તથા મહામહોપાધ્યાય શીઘ્ર કવિશ્રી શંકરલાલ માહેશ્વરનાં અવધાનો ઘણાં વર્ષો પૂર્વે થયેલાં, અને તેનો લાભ લેનારાઓની સંખ્યા ઘણી નાની હતી, એટલે હાલના ઘણા ખરા મનુષ્યોને કદાપિ અવધાનના પ્રયોગો જોવાની તક મળી નહોતી. આવા ગૃહસ્થોએ મહારાજશ્રીને પુનઃ પુનઃ વિનતિ કરી હતી, પરન્તુ પં. મુનિશ્રી રત્નચંદ્રજીની તબીયત, ગ્રંથલેખનપ્રવૃત્તિ, વ્યાખ્યાનાદિની પ્રવૃત્તિ ઇત્યાદિને કારણે તેઓશ્રી વિનતિ લાંબા વખત સુધી માન્ય કરી શક્યા નહોતા. છેવટે ૧૯૭૯ ની દીવાળી પછીનો તા. ૧૮–૧૧–૨૩ નો દિવસ ઠરાવીને વિનતિ કરવામાં આવતાં તેમણે તે સ્વીકારી હતી.

## સભા અને શ્રોતાઓની યોજના.

સભાસ્થાનને માટે ઘીકાંટા રોડપર આવેલા 'માસ્તર થીએટર' નક્કી કરવામાં આવ્યું. એ થીએટરના વ્યવસ્થાપક મી. પ્રેમચંદ કેશવજી ભાયાણી ભાવનગરવાળાએ તે સ્થળે સર્વ પ્રકારની ગોઠવણો કરી આપવાનું માથે લીધું, એટલે બીજા કોઇ સ્થાન કરતાં એ સ્થાનને વધારે પસંદ કરવામાં આવ્યું. થીએટરમાં વધુમાં વધુ ૨૦૦૦ શ્રોતાઓની યોજના થઇ શકે તેમ હતું, પરન્તુ શ્રોતાઓની સંખ્યા ઓછી હોય તો ઘોંઘાટ થાય નહિ અને જેમ બને તેમ વધારે શ્રોતાઓને સારી રીતે સાંભળવાની તક મળે એ કારણથી ૧૭૫૦ કાર્ડ કાઢી એ કાડ બતાવનારને જ થીએટરમાં દાખલ કરવાની યોજના કરવામાં આવી. સ્ત્રીઓ અને બાળકોને દાખલ કરવાથી ઘોંઘાટ થાય, અને અવધાન એ શાંતિની વચ્ચે જ પાર પડી શકે તેટલા માટે માત્ર મોટી વયના પુરૂષોને આ સભા માટે આમંત્રણો કરવામાં આવ્યાં હતાં.

### આમંત્રણ પત્રિકા.

સ્થાનકવાસી જૈન મુનિરાજ

### पंडित श्री रत्नचंद्रजी स्वामी

તા. ૧૮-૧૧-૨૩ ને રવિવારે સ્હવારે ૮। વાગ્યે ઘીકાંટા રોડ પર આવેલા ધી માસ્તર થીએટરમાં

**અવધાનના પ્રયોગો**

કરશે, જે વખતે પધારવા આપને ખાસ વિનંતિ કરવામાં આવે છે આ પ્રસંગે પ્રમુખસ્થાન લેવાનું શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવે સ્વીકાર્યું છે.

લી. સેવકો

| | |
|---|---|
| શેઠ મંગળદાસ જેસીંગભાઇ | શેઠ કાળીદાસ લાલભાઇ |
| કવિ નાનાલાલ દલપતરામ | ડા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ |

૧૧૯૯૮



શેઠ કચરાભાઇ લહેરાભાઇ
પ્રમુખ શ્રી સ્થા. જૈન મિત્રમંડળ
શેઠ વાડીલાલ મગનલાલ
શેઠ આત્મારામ માણેકલાલ
વકીલ મણીલાલ ચતુરભાઇ

શેઠ પોચાભાઇ પીતાંબરદાસ
દા. જીવરાજ પેલાભાઇ
શા. પેલાભાઇ અમરચંદ
કાળીદાસ જસકરણ ઝવેરી
ચુનીલાલ વર્ધમાન શાહ

સૂચના–પ્રયોગો લગભગ ૨।। કલાક ચાલશે અને બરાબર વખતે શરૂ થશે. આ કાર્ડ આપના જ ઉપયોગ માટે છે. દરવાજે આ કાર્ડ બતાવવું.

## આમંત્રણો.

ઉપર પ્રમાણે છાપેલાં આમંત્રણનાં કાર્ડો બહાર પાડવામાં આવ્યાં હતાં અને શ્રોતાઓના અધિકાર મુજબ થીએટરના જૂદા જૂદા વર્ગોને કારણે કાર્ડોમાં જૂદા જૂદા રંગો વાપરવામાં આવ્યા હતા. આમંત્રણો અમદાવાદના બધા સ્થાનકવાસી જૈન સંઘોના શ્રાવકોને, શહેરના પ્રતિષ્ઠિત જૈન તેમજ જૈનેતર ગૃહસ્થોને, મીલમાલેકોને, વેપારીઓને, વકીલોને, ડાકટરોને, સાહિત્યસભાના સભાસદોને, કોલેજના પ્રોફેસરોને, ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપકોને તથા પુરાતત્ત્વ મંદિરના વિદ્વાનોને મોકલી આપવામાં આવ્યાં હતાં, અને તેમાંના મોટા ભાગના ગૃહસ્થો અવધાન માટેની સભામાં હાજર રહ્યા હતા.

## કાર્યક્રમ.

સભામાં મહારાજશ્રી ૩૫ અવધાનો કરવાના હતા અને અવધાનોમાં પ્રશ્ન વગેરેના પ્રકારો નક્કી કરીને તેનો નીચે મુજબ કાર્યક્રમ અગાઉથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

**અવધાન** એટલે ધારણ કરી રાખવું તે. એકીસાથે અનેક વસ્તુઓને મસ્તિષ્કમાં ધારણ કરી રાખવી તે અવધાન કહેવાય છે. આ

પ્રયોગો મુખ્યત્વે કરીને સ્મરણશક્તિના છે. આ નીચે દર્શાવવામાં આવેલા પ્રયોગો અનુક્રમે પંડિત શ્રી રત્નચંદ્રજી કરશે. તેમને પૂછવામાં આવેલા પ્રશ્નો ઇત્યાદિને તેઓશ્રી ધારણ કરી રાખશે અને જ્યારે બધા પ્રશ્નો પૂરા થશે ત્યારે તેઓ એકીસાથે બધા પ્રશ્નોના ઉત્તર આપી દેશે. આ પ્રયોગોમાં પંડિતશ્રીને એક લક્ષ્ય સાધી રાખવાનું હોવાથી અને મધ્યમાં કોઇ પ્રકારનો વિક્ષેપ ન ઉત્પન્ન થાય તેવા હેતુથી શ્રોતાઓને વિનતિ કરવાની કે તેઓએ એકાગ્ર ચિત્તે શ્રવણ કરવું. ઘોંઘાટ જરા પણ ન કરવો, બની શકે ત્યાંસુધી ઉઠબેસ ન કરવી અને કોઇને કોઇ કારણથી બહાર જવું હોય તો જરા પણ અવાજ કર્યા વિના જ ચાલ્યા જવું.

**અવધાન** ૧—સંસ્કૃત શ્લોક ( અનુષ્ટુપ્ ) ના પ્રથમ પાદના અક્ષરોને આડા અવળા કહેવા. ( જેમ કે પાંચમો, ત્રીજો, આઠમો, પહેલો ઇત્યાદિ )

**અવધાન** ૨—ઉપદેશક ગુજરાતી કથા ( અપૂર્ણ )

**અવધાન** ૩—..............વિષય ઉપર એક નવો સંસ્કૃત શ્લોક બનાવી આપવા કહેવું.

**અવધાન** ૪—ગુપ્ત રાખેલા એક આંકડાનું ગણિત.

**અવધાન** ૫—૭ શબ્દોના એક સંસ્કૃત વાક્યના શબ્દો આડા અવળા કહેવા.

**અવધાન** ૬—ઇસવી સન..........ના..........માસની.........મી તારીખે કયો વાર હતો ?

**અવધાન** ૭—સંસ્કૃતમાં સંભાષણ [ વાતચીત ]

**અવધાન** ૮—ઉપદેશક ગુજરાતી કથા [ અપૂર્ણ ]

**અવધાન** ૯—સંસ્કૃત શ્લોકના બીજા પાદના અક્ષરોને આડા અવળા કહેવા.

**અવધાન ૧૦**—સોળ ખાનાના એક યંત્રમાં એવા આંકડા ભરાવો કે જેનો ગમે તે તરફથી ગણતાં સરવાળો......... (સંખ્યા) નો જ થાય [ અપૂર્ણ ]

**અવધાન ૧૧**—આપેલી ગુજરાતી પાદપૂર્તિ ઉપરથી આખો છંદ બનાવી આપવા કહેવું.

**અવધાન ૧૨**—૭ શબ્દોના એક હિંદી વાક્યના શબ્દો આડા અવળા કહેવા.

**અવધાન ૧૩**—એક હાથમાં એકી અને બીજા હાથમાં બેકી સંખ્યાની કાંઇ વસ્તુઓ રાખી તે પારખવા કહેવું ( ગણિત ).

**અવધાન ૧૪**—ઉપદેશક ગુજરાતી કથા ( અપૂર્ણ )

**અવધાન ૧૫**—સંસ્કૃત શ્લોકના ત્રીજા પાદના અક્ષરો આડા અવળા કહેવા.

**અવધાન ૧૬**—કોઇ પણ વિષય ઉપર ગુજરાતી કવિતા બનાવી આપવા કહેવું.

**અવધાન ૧૭**—સોળ ખાનાના યંત્રના અર્ધા ભાગમાં આંકડા ભરાવ્યા છે, હવે બાકીના અર્ધા ભાગમાં આંકડા ભરાવો કે જેથી યંત્ર પૂરો થાય ( સંપૂર્ણ )

**અવધાન ૧૮**—...........વિષય ઉપર એક નાનો નિબંધ લખાવો. ( ગુજરાતી ભાષામાં )

**અવધાન ૧૯**—હિંદી ભાષામાં સંભાષણ.

**અવધાન ૨૦**—અંતર્લાપિકા સાથેની એક કવિતા માગવી; અંતર્લાપિકામાં કયો શબ્દ ગોઠવવો તે કહેવું.

**અવધાન ૨૧**—જન્મતિથિના ગણિતનો પ્રયોગ.

**અવધાન ૨૨**—ઉપદેશક ગુજરાતી કથા ( સંપૂર્ણ ).

**અવધાન ૨૩**—સંસ્કૃત શ્લોકના ચોથા પાદના અક્ષરો આડા અવળા કહેવા.

**અવધાન ૨૪**—પાંચ આંકડાની એક એવી નવ સમાનાંતર સંખ્યાઓ આપવી અને તેનો સરવાળો કરવા કહેવું; જેમાંથી પહેલી પાંચ રકમો કહી સંભળાવવી.

**અવધાન ૨૫**—ગુજરાતીમાં સંભાષણ.

**અવધાન ૨૬**—૭ શબ્દોના ઉર્દુ વાક્યના શબ્દો આડા અવળા કહેવા.

**અવધાન ૨૭**—જમીનપર પડેલા પાસાના જમીનની બાજુએ રહેલા દાણા પારખવા માટે તેનું ગણિત કરાવવું.

**અવધાન ૨૮**—૭ શબ્દોના પ્રાકૃત ભાષાના વાક્યના શબ્દો આડા અવળા કહેવા.

**અવધાન ૨૯**—૬૪ પાનાની થોકડીઓના ગણિતનો પ્રશ્ન.

**અવધાન ૩૦**—૭ શબ્દોના કચ્છી ભાષાના વાક્યના શબ્દો આડા અવળા કહેવા.

**અવધાન ૩૧**—નવ સમાનાંતર રકમોમાંની બાકી રહેલી ચાર રકમો આપવી ( સરવાળા માટે )

**અવધાન ૩૨**—ચાર જણાઓએ ધારેલી રકમોનું ગણિત કરાવવું.

**અવધાન ૩૩**—૭ શબ્દોના અંગ્રેજી ભાષાના વાક્યના શબ્દો આડા અવળા કહેવા.

**અવધાન ૩૪**—નવ એક સરખા આંકડાની રકમનો ગુણ્ય અને ગુણક શોધી કાઢવો.

**અવધાન ૩૫**—ઉપસંહાર તરીકે વ્યાખ્યાન.

એ પ્રમાણે પ્રશ્નો પૂરા થઇ રહ્યા પછી જેના ઉત્તરો નહિ અપાયા હોય તેના ઉત્તરો તેઓશ્રી એકી સાથે અનુક્રમે આપશે.

પ્રયોગો વેળાએ સંપૂર્ણ શાન્તિ જાળવવા સૌ કોઇને પુનઃ વિનતિ છે.

## સભાનો પ્રારંભ.

સભાની શરૂઆત બરાબર ૮ા વાગ્યે કરવાનું અગાઉથી જાહેર કરવામાં આવ્યું હતું પરન્તુ અવધાનો બરાબર શ્રવણ કરવાનો લાભ મળે અને નજીકમાં સારી જગ્યા મળે એવા હેતુથી શ્રોતાઓ સ્હવારમા ૬ વાગતાંથી આવવા લાગ્યા હતા. ૮ા વાગતાં તો થીએટરમાં લગભગ ૨૦૦૦ શ્રોતાઓ આવી ગયા હતા. સ્થાનકવાસી જૈન સેવામંડળના અને છીપા પોળના મિત્રમંડળના સ્વયંસેવકો સભાની વ્યવસ્થા જાળવીને ઘોંઘાટ ન થાય તે માટે યત્ન કરી રહ્યા હતા. શ્રોતાઓની આવજા ચાલુ રહેવાને કારણે અને સંપૂર્ણ શાંતિ પથરાતાં વિલંબ થવાને કારણે સભાનું કામકાજ ૮ાા વાગતાં પહેલાં શરૂ થઇ શક્યું નહોતું. હાજર રહેલા ગૃહસ્થોમાંના કેટલાકનાં નામો આ નીચે આપ્યાં છેઃ—શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. બા. રમણભાઇ મહીપતરામ, શેઠ મંગળદાસ ગીરધરદાસ, શેઠ માણેકલાલ મનસુખભાઇ ભગુભાઇ, શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, શેઠ કેવળદાસ ત્રીભોવનદાસ, કવિ નાનાલાલ દલપતરામ, શ્રી. કેખુશરૂ અરદેશર બાલા, મી. જહાંગીર રાવ, શ્રી. ડાહ્યાભાઇ દેરાસરી, ડૉ. હરીપ્રસાદ વ્રજરાય, શ્રીમતી અનસૂયા બ્હેન, પ્રો. દીવાટીયા, મુનિ શ્રી જીનવિજયજી, શેઠ વંદ્રાવનદાસ દયાળ, શેઠ મંગળદાસ જેસીંગભાઇ, ઝવેરી મંગળદાસ દોલા લસણવાળા, શાસ્ત્રી રામકૃષ્ણ હર્ષજી, પ્રો. આથવલે, પ્રો. સ્વામીનારાયણ, ઇત્યાદિ.

## પ્રમુખની ચુંટણી.

પ્રારંભમાં ડા. જીવરાજ ઘેલાભાઇએ દરખાસ્ત મૂકી કે આજની સભાનું પ્રમુખસ્થાન ગુજરાતી ભાષાના જાણીતા સાક્ષર શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ લે એવી હું દરખાસ્ત મૂકું છું. શ્રીયુત કેશવલાલ-

ભાઇ આપણા શહેરના એક જાણીતા વયોવૃદ્ધ વિદ્વાન છે. તેઓશ્રી ગુજરાત સાહિત્યસભાના પ્રમુખ છે, મ્યુનિસિપાલીટીમાં એક સભાસદ છે અને સરકારી નોકરીમાંથી રીટાયર થયા પછી કાંઇ કાંઇ સંશોધનનું કામ જ કર્યા કરે છે આવી સભામાં પ્રમુખસ્થાનને માટે તેઓશ્રી જ સર્વ રીતે યોગ્ય છે, અને હું આશા રાખું છું કે તમે બધા મારી દરખાસ્તને વધાવી લેશો.

શેઠ મંગળદાસ જેસીંગભાઇએ જણાવ્યું હતું કે ડાકટર જીવરાજભાઇએ જે દરખાસ્ત મૂકી છે તેને હું ટેકો આપું છું.

બાદ શ્રી. કેશવલાલભાઇએ પ્રમુખની ખુરશી લીધી હતી.

પ્રમુખ પોતાનું શરૂઆતનું ભાષણ કરે તે પહેલાં શ્રી. કાળીદાસ જસકરણ ઝવેરીએ શ્રોતાઓને શાંતિ જાળવવા માટે પ્રાર્થના કરી હતી.

## પ્રમુખનું ભાષણ.

પ્રમુખ શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જણાવ્યું હતું કે શ્રીયુત કાળીદાસભાઇએ તમોને હમણા જે વિનતિ કરી છે તે જ વિનતિ હું તમોને મહાકવિ કાળીદાસના શબ્દોમાં કરીશ. તમે કહેશો કે આ કાળીદાસભાઈ અને મહાકવિ કાળીદાસના શબ્દોમાં સમાનતા ક્યાંથી? ઉભયના કથનમાં એકતા ક્યાંથી આવી? તો હું કહીશ કે સત્પુરૂષોનાં વચનોમાં હમેશાં એકતા જ આવે છે. સત્ય છે કે—

लौकिकानां हि वक्तृणां वाचमर्थोऽनुवर्तते ।
कवीनां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥*

અર્થાત્—લૌકિક વક્તાઓના શબ્દોની પાછળ અર્થ રહેલો હોય

---

*लौकिकानां हि साधूनां वाचमर्थोऽनुवर्तते ।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥ भवभूतिः ॥
उत्तररामचरित्रे ॥

છે, પરન્તુ જેઓ કવિઓ હોય છે તેમની વાણીની પાછળ તો અર્થ દોડતો આવે છે.

વળી આપણા કાલિદાસભાઇ એમ કહે છે કે—

+प्रणयिषु वा दाक्षिण्यादथवा सद्वस्तुपुरुषबहुमानात् ।
श्रृणुत जना अवधानक्रियामिमां विबुधरत्नस्य ॥

અર્થાત્—પ્રેમી જનો પ્રત્યેની સુજનતાથી અથવા સારા પુરૂષો પ્રત્યેના અતિમાનથી, હે જનો ! આ વિબુધ-રત્નની અવધાનક્રિયાને શ્રવણ કરો.

આ ઉપરથી જણાશે કે આપણા કાલિદાસભાઇએ આ પ્રસંગે ઉચ્ચારેલા શબ્દોમાં અને કવિકાલિદાસના શબ્દોમાં બહુ તફાવત નથી. અવધાન કરનાર મહા પુરૂષ અનેક અવધાનો કરશે અને તમે માત્ર એક જ અવધાન શાન્તિની ઉપાસનાનું અવધાન કરશો, તો જે વૃદ્ધ પુરૂષને તમે તમારો પ્રમુખ નીમ્યો છે તેનું કામ ઘણું ઓછું થઈ જશે. તમોએ મને આ પદ આપ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું. આજના મુખ્ય દેવની ઓળખાણ હું કરાવતો નથી. સૂર્યની ઓળખાણ કરાવવાનું કામ ડાકટર હરિપ્રસાદભાઇને સોંપવામાં આવ્યું છે.

## ડા. હરિપ્રસાદ વ્રજરાયનું ભાષણ.

ડા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ શ્રોતાઓને સંબોધીને જણાવ્યું હતું કે જે આશ્ચર્યકારક પ્રયોગો આપ આ સ્થળે જોવાના તથા સાંભળવાના છો તે મુનિશ્રીનો સ્વલ્પ પરિચય કરાવવાને હું તમારી સમક્ષ ઊભો થયો છું. એ મહાત્માએ ૧૭ વર્ષની નાની વયમાં ગૃહ-

---

+કવિ કાલિદાસ કહે છે કે—

प्रणयिषु वा दाक्षिण्यादथवा सद्वस्तुपुरुषबहुमानात् ।
श्रृणुत जना अवधानात् क्रियामिमां कालिदासस्य ॥

સ્થાશ્રમનો ત્યાગ કર્યો છે. સંસારમાં તેમનું લગ્ન થયું હતું અને તેમનાં પત્નીએ એક પુત્રીને જન્મ આપ્યો હતો પરન્તુ ત્યારપછી તેમનાં પત્નીનું મરણ થતાં તેમનામાં તીવ્ર વૈરાગ્યનું સ્ફુરણ થયું અને તેમણે માતાપિતાની પરવાનગી લઇને સાધુત્વની દીક્ષા લીધી. ત્યારપછી ૧૨ વર્ષ સુધી તેમણે સતત અભ્યાસ જ કર્યો અને માત્ર જૈન આગમોનો જ નહિ પરન્તુ વિશાળ સંસ્કૃત સાહિત્યનો પણ તેમણે અભ્યાસ કર્યો. વ્યાકરણ, ન્યાય, અલંકાર, કાવ્ય, પ્રાકૃત તથા માગધી ભાષાઓનું સાહિત્ય ઇત્યાદિનો અભ્યાસ તેમણે ખંતથી કર્યો છે અને એટલું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેમણે અવધાનશક્તિ સિદ્ધ કરી છે. તેમણે કેટલાક સંસ્કૃત તથા ગુજરાતી ગ્રંથો પણ લખ્યા છે. એક 'કર્તવ્ય–કૌમુદી' નામના સંસ્કૃત શ્લોકનો ગ્રંથ છે જેનું ગુજરાતી વિવેચન ભાઇ ચુનીલાલ વર્ધમાન શાહે લખ્યું છે. તે ઉપરાત જૈનોની બાર ભાવનાનો વિસ્તૃત વિવેચનવાળો 'ભાવના–શતક' નામનો ગ્રંથ મુનિશ્રીએ લખેલો છે. ગુજરાતી અને સંસ્કૃત પ્રકીર્ણ લેખોનો તેમનો સંગ્રહ 'રત્નગદ્યમાલિકા' ને નામે પ્રસિદ્ધ થયો છે. તે ઉપરાંત તેમણે જૈન સૂત્રોમાં જે અર્ધમાગધી ભાષા છે તે ભાષાનો મોટો શબ્દકોષ તૈયાર કર્યો છે. તેમાં પ્રત્યેક શબ્દના સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી અને હિંદી ભાષામાં અર્થો આપવામા આવેલા છે. આખા ગ્રંથમાં ૫૦ હજાર અર્ધમાગધી શબ્દો છે અને તેના પાંચ ભાગમાંનો એક ભાગ હાલમાં પ્રસિદ્ધ થયો છે. આ ગ્રંથ વર્તમાન સાહિત્યમાં અમૂલ્ય લેખાય તેવો છે.

અવધાનો એ માનસશાસ્ત્ર સાથે સંબંધ ધરાવતી બાબત છે. 'મેંટલ સાઇકોલોજી'માં હું નિષ્ણાત નથી અને અવધાનના પ્રયોગો મેં જોયા નથી. પંડિત ગટુલાલજી અને મહાત્મા ગાંધીજીના ગુરૂ કવિ રાયચંદ્રજી અવધાનો કરતા, ત્યારપછી આ મુનિશ્રી અવધાની તરીકે

પ્રસિદ્ધિમાં આવ્યા છે. પંડિત મુનિ શ્રી રત્નચંદ્રજી માત્ર અવધાનશક્તિથી જ સંતુષ્ટ નથી. તે એક પ્રબળ વ્યાખ્યાતા પણ છે અને તેમનાં વ્યાખ્યાનો અમૃતની ધારા જેવાં હોવા ઉપરાંત તેમના ઉપદેશોમાં યુગધર્મનો પ્રભાવ પણ જણાય છે.

હવે હું મુનિશ્રીને આ શ્રોતાઓનો પરિચય કરાવું છું. આજનો પ્રસંગ જેમ દુર્લભ છે તેમ આવા શ્રોતાઓ મળવા દુર્લભ છે, કારણ કે તે બધા ગુણગ્રાહી છે. હવે શ્રોતાઓ તરફથી મુનિશ્રીને હું એક અવધાન ઉમેરવાની વિનતિ કરૂં છું તે એ કે-મારૂં રહેઠાણ આપ જે ઉપાશ્રયમાં ઉતર્યાં છો તેની નજીકમાં જ આવલું છે. દરવર્ષે પજુસણમાં અને બીજા દિવસોમાં મારા મકાન આગળથી સેંકડો સ્ત્રી પુરૂષોને આપને ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવા આવતાં હું જોઉં છું. મુખ્યત્વે કરીને સ્ત્રીવર્ગના ચિત્રવિચિત્ર અને પરદેશી કાપડના પોશાકો જોઇને મારૂં હૃદય બળી જાય છે. આપના ઉપદેશમાં જ્યારે યુગધર્મનો પ્રભાવ છે ત્યારે તેમને આપ યુગધર્મનો બોધ આપશો અને સ્વદેશી વસ્ત્રો પહેરવાનું કહેશો તો યુગધર્મનું એક મહાન કાર્ય આપે કરેલું લેખાશે. પોતાના ધર્મના કાર્યમાં ધ્યાન આપીને આટલાં બધાં અવધાનો કરવાનું સામર્થ્ય મહારાજશ્રી ધરાવે છે તે ઓછું આશ્ચર્યકારક નથી. આપણા નસીબમાં પ્રયોગશાળાઓ નથી, આપણી પાસે અત્યારે વિજ્ઞાનના પ્રયોગો નથી, પરન્તુ આપણા હિંદુસ્તાનની પ્રયોગશાળાઓમાં એવી એવી શોધોના પ્રયોગો છે કે જે પ્રયોગો પાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રીઓ પોતાના બારીક યંત્રોવડે પણ પૂરા પાડી શક્યા જ નથી. આવી પ્રયોગશાળાનો પરિચય મુનિશ્રી આપણને પોતાના પ્રયોગો વડે કરાવશે. આવી અનુપમ શક્તિના વિદ્વાનો ધરાવવા માટે આ દેશે અભિમાન લેવું ઘટે.

## પ્રયોગોની શરૂઆત.

એ પ્રમાણે પ્રાસ્તાવિક ભાષણો પૂરાં થયા પછી શાંતિ પ્રસરતાં અવધાનના પ્રયોગોનો પ્રારંભ થયો હતો. મહારાજશ્રીના શબ્દો દૂર બેઠેલા શ્રોતાઓના કાનસુધી ન પહોંચે એવો સંભવ હોવાથી અવધાનને લગતા પ્રશ્નો શ્રી. કાળીદાસ જસકરણે સ્ટેજપરથી બુલંદ અવાજે પુનઃ બોલી બતાવવા એવી ગોઠવણ કરવામાં આવ્યા પછી પ્રથમ અવધાનનો પ્રશ્ન રજુ થયો હતો.

### અવધાન ૧ લું.

ગુજરાત વિદ્યાપીઠના સંસ્કૃતના પ્રોફેસર શ્રી. આથવલેએ સંસ્કૃત ભાષાના શ્લોક ( અનુષ્ટુપ્ ) ના પ્રથમ પાદના અક્ષરો નીચે પ્રમાણે આડા અવળા કહી સંભળાવ્યા હતાઃ

આઠમો અક્ષર સાત્, પાંચમો અક્ષર જ, ત્રીજો અક્ષર ઘા, છટ્ઠો અક્ષર વિ, બીજો અક્ષર વિ, ચોથો અક્ષર ર્વા, સાતમો અક્ષર ર્જ્વં, અને પહેલો અક્ષર અ.

મુનિશ્રીએ એ અક્ષરો સ્મરણશક્તિમાં ધારણ કરી લીધા હતા અને જવાબ છેવટ ઉપર મુલ્તવી રાખ્યો હતો. તુરત જ મહારાજશ્રીએ બીજા અવધાનમાં બોધદાયક કથા કહેવાની શરૂઆત કરી હતી.

### અવધાન ૨ જું.

### 'સંપત્તિ એટલે શું' એ વિષે કથા.

આપણે મનુષ્ય છીએ. મન્ એટલે 'વિચારવું' ' મનન કરવું ' એ ધાતુ ઉપરથી 'મનુષ્ય' શબ્દ સિદ્ધ થયો છે. જ્યારે આપણે વિચારશક્તિવાળા મનુષ્યો છીએ, પશુઓ કરતાં આપણી શક્તિ અનેકગણી વધારે છે, ત્યારે આપણો મનુષ્ય તરીકેનો ધર્મ શો છે? આપણે કોણ

છીએ? શામાટે અને શા ઉદ્દેશથી આપણો જન્મ થયો છે? ખાવું, પીવું અને મજાહ કરવી એ શું આપણા જન્મનો ઉદ્દેશ છે?

आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत्पशुभिर्नराणाम् ॥

ज्ञानं विशेषं खलु मानवानां ज्ञानेन हीनाः पशवो मनुष्याः ॥ १ ॥

અર્થાત્—મનુષ્યોમાં અને પશુઓમાં પણ આહાર, નિદ્રા, ભય વગેરે ગુણો તો સમાન જ છે, તો પછી મનુષ્યનું વિશેષત્વ શું? વસ્તુતઃ ખાવું, પીવું અને મજાહ કરવી એ મનુષ્યનો ધમ નથી. આ લોકમાં તેમજ પરલોકમાં પોતે શાંતિ કેવી રીતે મેળવી શકે, શાંત શેમાં રહેલી છે, શું ધનસંપત્તિમાં શાન્તિ રહેલી છે? આ પ્રકારની વિચારણા જ્ઞાન વડે ઇહલોકમાં તેમજ પરલોકમાં પરમ શાન્તિનો લાભ થાય એવા પ્રકારે જીવન ગાળવું એ જ મનુષ્યનો ધર્મ છે. એક કવિ કહે છે—

કયાં છે મઝા, કયાં છે મઝા, કહે તું મુસાફર ખલ્કના,
દુનીયા મહીં કયાં છે મઝા, માની લઉ શેમાં મઝા?

એટલે કે કવિ પોતાના મનને પૂછે છે કે ઓ દુનિયાના મુસાફર! મઝાનું સ્થળ કયાં આવી રહેલું છે? તે યુરોપમાં કે અમેરિકામાં છે? કિંવા સ્વર્ગમાં કે પાતાળમાં છે? દુનિયાના કયા ભાગમાં મઝા રહેલી છે? પરંતુ ધરતીના ચારે ખંડમાં ફરી વળેલા મુસાફરો કહે છે કે ખરી મઝા તો દુનિયામાં કયાંય નથી! ત્યારે મઝા કયાં છે? જ્ઞાની પુરૂષો તેનો જબાબ આપે છે કે મઝા તો આપણી પાસે જ રહેલી છે. આપણા હૃદયમાં, આપણા મનની એકાન્તમાં, આપણા ચિત્તની શાન્તિમાં, આપણી માનસિક નિરૂપાધિક સ્થિતિમાં જ ખરી મઝાનો અખૂટ ખજાનો રહેલો છે. જો ચિત્તવૃત્તિને શાંતિની પ્રાપ્તિ કરાવી શકાય તો જ એ ખજાનો મનુષ્યને મળી શકે છે. ભર્તૃહરિ કહે છે કે—

**भोगे रोगभयं कुले क्षयभयं वित्ते नृपालाद्भयं ।**
**माने दैन्यभयं बले रिपुभयं काये कृतान्ताद्भयम् ॥**
**शास्त्रे वादभयं गुणे खलभयं रूपे जराया भयं ।**
**सर्वं नाम भयं भवे भुवि नृणां वैराग्यमेवाभयम् ॥**

અર્થાત્—સંસારના ભોગો ભોગવવામાં રોગનો ભય રહેલો છે, કુળને ક્ષયનો ભય રહેલો છે, ધનને રાજા હરી લે એવો ભય રહેલો છે, માનને દીનતાનો ભય રહેલો છે, બળ હોય તો દુશ્મન ઊભો થવાનો ભય રહેલો છે, શરીરને મૃત્યુનો ભય છે, શાસ્ત્રના જાણનારને સામો-વાદ કરનારનો ભય છે, ગુણીને દુષ્ટ જનનો ભય હોય છે, રૂપવાનને વૃદ્ધાવસ્થાનો ભય હોય છે, એ બધું જગતમાં ભયથી ભરેલું છે, એક માત્ર વૈરાગ્ય જ મનુષ્યને અભય છે. આ ઉપરથી જોઇ શકાશે કે જગતની બધી વસ્તુઓ ભયસહિત છે અને માત્ર એક વૈરાગ્ય જ ભયથી રહિત છે. હવે એ ઉપર હું એક દૃષ્ટાન્ત કહું છું.

એક મહાન યોગીશ્વર જંગલની અંદર એક વૃક્ષ તળે આવેલી ઝુંપડીની અંદર નિવાસ કરીને તપશ્ચર્યા કરી રહ્યા હતા. તેમના દેહની કાન્તિ અનુપમ તેજથી ભરેલી હતી. તેમનાં અવયવો દીર્ઘ અને સુલ-ક્ષણોની પ્રતીત ઉપજાવનારાં હતાં. તેમનો ભાલપ્રદેશ વિશાળ તથા તેજસ્વી હતો. તેમની વદનચર્યા ઉપર પરમ શાન્તિનો નિવાસ હતો. એક રાજા એ જંગલમાં થઇને પસાર થતો હતો તેની દૃષ્ટિ એ મહાત્મા ઉપર પડી. રાજા સામુદ્રિક વિદ્યાનો જાણકાર હતો. તેણે મહાત્માના અંગોપાંગ જોઇને આશ્ચર્ય વ્યક્ત કર્યું. તેણે મનમાં ધાર્યું કે આ પુરૂષના દેહની કાન્તિ, લલાટની ભવ્યતા, વદનચર્યાની શાન્તિ, સુદીર્ઘ બાહુ ઇત્યાદિ ઉપરથી માલૂમ પડે છે કે તેની પાસે અખૂટ સંપત્તિ હોવી જોઇએ, છતાં તે એક ઝુંપડીમાં કેવળ નિર્ધન અવસ્થામાં રહે છે તેનું કારણ શું?

રાજાના મનમાં એવું કુતૂહલ ઉત્પન્ન થવાથી તે પોતાના ઘોડાપરથી નીચે ઉતર્યો અને મહાત્માની ઝુંપડી પાસે જઇને તેમને યથાયોગ્ય વંદન કરી તેણે પૂછ્યું: " હે મહાત્મા ! તમે કોઈ ઉચ્ચ કુળના અને સંપત્તિમાન મનુષ્ય હો એવું આપની વદનચર્યા ઉપરથી દેખાય છે, છતાં આપ આ ઝુંપડીમાં રહો છો અને આપની પાસે કશું નથી, તેનું કારણ શું "

મહાત્માએ પૂછ્યું: " હે રાજા ! તારી પાસે છે અને મારી પાસે નથી એવું શું છે ? "

રાજાએ જવાબ આપ્યો: " મારી પાસે વિપુલ સંપત્તિ છે અને આપની પાસે કાંઇ સંપત્તિ જણાતી નથી. "

મહાત્માએ આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું: " સંપત્તિ ! સંપત્તિનો અર્થ શું ? "

રાજાએ જવાબ આપ્યો: " સંપત્તિ એટલે ધન. ઘર, ઘરેણાં, હાથી, ઘોડા, નોકર-ચાકર ઇત્યાદિ. "

મહાત્માએ કહ્યું: " હે રાજન્ ! મારા ને તારા વિચારોમાં બહુ ભેદ છે. તું સમજે છે તેવો ' સંપત્તિ ' નો અર્થ મને મારા ગુરૂએ શીખવ્યો નથી પરન્તુ તેથી જૂદો જ અર્થ શીખવ્યો છે."

એટલો કથા ભાગ કહીને મહારાજશ્રીએ કથા અપૂર્ણ રાખી હતી. તુરત જ ત્રીજું અવધાન શરૂ થયું હતું.

## અવધાન ૩ જું.

પ્રમુખ શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવે કહ્યું કે " રેતીના રણમ વંટાળ " એ વિષે એક સંસ્કૃત શ્લોક બનાવી આપો. મુનિશ્રીએ શ્લોકની પ્રથમ બે પંક્તિઓ નીચે મુજબ લખાવી હતી:—

वसन्ततिलका ।

क्षेत्रं शिवं कनकरूपमिदं तथापि ।
क्लेशेन भारतनृणामभवद्दरिद्रम् ॥

ત્યારપછી તુરત અવધાનનું કામ આગળ ચાલ્યું.

**અવધાન ૪ થું.**

પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ ગુજરાત વિદ્યાપીઠના ગણિતશાસ્ત્રના અધ્યાપકે એક આંકડો ગુપ્ત રાખવાને લગતો પ્રશ્ન કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે મેં એક રકમ ધારી છે. મુનિશ્રીએ તે રકમને ૨૨૫ થી ગુણવાનું કહ્યું, અને જે ગુણાકાર આવ્યો તેમાંથી એક આંકડો ગુપ્ત રાખી પ્રો. સ્વામીનારાયણે બાકીની રકમ નીચે મુજબ કહી સંભળાવીઃ ૧૨૭૭૭૩( )૯૫૦

પ્રો. સ્વામીનારાયણે કયો આંકડો ગુપ્ત રાખ્યો હતો તેનો જવાબ આપવાનું મુનિશ્રીએ મુલ્તવી રાખ્યું હતું, અને અવધાનનું કામ આગળ ચાલ્યું હતું.

**અવધાન ૫ મું.**

રા. બ. રમણભાઇ મહીપતરામે ૬ શબ્દોના એક સંસ્કૃત વાક્યના શબ્દો નીચે પ્રમાણે આડા અવળા કહ્યા હતાઃ

છઠ્ઠો શબ્દ करः, બીજો શબ્દ मोक्तुम, ચોથો શબ્દ अयम् પહેલો શબ્દ शिखाम्, પાંચમો શબ્દ धावति, ત્રીજો શબ્દ बद्धाम्.

મુનિશ્રીએ એ આખું વાક્ય અનુક્રમબદ્ધ શબ્દોમાં કહેવાનું મુલ્તવી રાખ્યું હતું.

**અવધાન ૬ ઠું.**

શેઠ નારણલાલ જીવણલાલે બસો વર્ષનું પંચાંગ પોતાની પાસે રાખ્યું હતું, તેમા જોઇને તેમણે તૈયાર કરી રાખેલો પ્રશ્ન પૂછ્યો

હતો કે, "ઇસવી સન ૧૭૮૯ ના ડીસેમ્બર માસની ૩ જી તારીખે કયો વાર હતો?" મુનિશ્રીએ જવાબ મુલતવી રાખ્યો હતો અને અવધાનનું કામ આગળ ચાલ્યું હતું.

**અવધાન ૭ મું.**

સાતમા અવધાનમાં પ્રોફેસર આથવલેએ મુનિશ્રી સાથે સંસ્કૃત ભાષામાં સંવાદ કર્યો હતો, તે નીચે મુજબ હતો:—

प्रो० आ०—केचित्पौराणिका मन्यन्ते यद्राष्ट्रसेवा न प्राचीनाऽस्मदीयशास्त्रानुसारिणी किन्त्वाधुनिकाङ्गलपद्धत्यनुसारिणी। कोऽभिप्रायो युष्माकमत्र तज्ज्ञातुमिच्छामि.

मुनिश्री—आसीत् पुरापि राष्ट्रभक्तिरस्मिन् देशे. "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" इत्यादिप्रसिद्धवाक्यानि राष्ट्रभक्तिमेव प्रदर्शयन्ति.

प्रो० आ०—ईदानीं यथा दृश्यते तथैव पुरा राष्ट्रभक्तिरासीद्वाऽन्यरूपेण? अहं तु मन्ये पुरा तथा नासीत्.

मुनिश्री—पुरा तु सामान्यरूपेण आसीत्. अस्माकं पूर्वजास्तु विश्वदर्शिनो विश्वप्रेमधारका विश्वमेवात्मवदमन्यन्त तद्दर्शकानीमानि वाक्यानि—"आत्मवत्सर्वभूतेषु," "आसंबरोय सेयंबरोय, बुद्धो वा अहव अन्नो वा। समभावभावियप्पा, लहई मुक्खं न संदेहो"

"अयं निजः परो वेति, गणना लघुचेतसाम्।
उदात्तचरितानां तु, वसुधैव कुटुम्बकम्॥"

अस्यां विश्वभावनायां राष्ट्रभावनापि शते पञ्चाशदिति न्यायेन समाविश्यते.

प्रो० आ०—विश्वप्रेमान्तर्भावेण तदस्तित्वेऽपि केवलं राष्ट्रभक्तित्वेन विशिष्टरूपेण तु तदस्तित्वं न श्रूयते खलु.

मुनिश्री—तादृशप्रसङ्गाभावादित्थं विशिष्टरूपेण सा भावना व्यक्ता नाभूदिति मन्यते.

प्रो० आ०—चन्द्रगुप्तराज्यसमये सिकन्दरो यदेमं देशमचीक्रमत् तदा भारतवर्षीयै राष्ट्रभक्तिं दर्शयित्वा कथं विरोधो न प्रदर्शितः ?

मुनिश्री—तदानीं भारतवर्षीयाणां मनोवृत्तिरध्यात्ममार्गं प्रपन्नाऽऽसीत्, सन्तोषवृत्तिप्राधान्येन राजकीयविषयो गौणोऽभूत्.

प्रो० आ०—अनेनाध्यात्ममार्गेणास्माकमधोगतिरजनि न वा ?

मुनिश्री—अध्यात्ममार्गेण न कदापि कस्याप्यधोगतिर्भवितुमर्हति, भौतिकपदार्थन्यूनतायां यद्यधोगतिर्मन्यते तत्तु न सम्यक् भौतिकपदार्थवृद्धिर्मोहविलासोत्पादकतया परिणामे युद्धादिक्लेशावहैव जायते, यूरपदेशीयमहायुद्धमेवात्रोदाहरणम्।

प्रो०आ०—का तव कान्ता कस्ते पुत्र इत्यादि वैराग्यसंस्कृतिः किमस्माकमुन्नतिं साधयिष्यति ?

मुनिश्री—साधयिष्यत्येव सात्मिकोन्नतिं । आत्मिकोन्नतिरेव वास्तविकयुन्नतिः। या भौतिकसम्पत्तिः क्षणिकं सुखं दद्यात् सा कथमुन्नतिपदमाप्नुयात् ? गांधीप्रभृतयोऽपि तदेव प्रतिपादयन्ति, यद्राष्ट्रसेवाया मूलमात्मोन्नतौ स्यात् तदैव राष्ट्रसेवोन्नतिसाधिका स्यादन्यथा तु पतनपर्यवसितैव स्यादित्यलमतिविस्तरेण समयसङ्कोचात्।

**સંસ્કૃત સંભાષણનો ભાવાર્થ.**

પ્રો૦ આ૦—કેટલાએક પૌરાણિક લોકો એમ માને છે કે દેશસેવા કરવી તે આપણા શાસ્ત્રાનુસાર પ્રાચીન પદ્ધતિ નથી, કિન્તુ આધુનિક અંગ્રેજ લોકોનું અનુકરણ છે. આ બાબતમાં આપનો શો અભિપ્રાય છે તે જાણવા ઇચ્છા છે.

મુનશ્રી—પ્રાચીન કાળમાં પણ આ દેશમાં-ભારતવર્ષમાં રાષ્ટ્રભક્તિ તો હતી જ. 'જનની અને જન્મભૂમિ સ્વર્ગ કરતાં પણ શ્રેષ્ઠ છે.' આ વાક્યો આપણા સાહિત્યમાં અતિપ્રસિદ્ધ છે. તે વાક્યો જ રાષ્ટ્રભક્તિ યા દેશસેવાને દર્શાવે છે.

પ્રો૦ આ૦—ચાલુ સમયમાં જેવી રીતે દેશસેવાનો પ્રચાર છે તેવી રીતે અગાઉ રાષ્ટ્રભક્તિ હતી કે બીજે રૂપે હતી ? હું તો એમ માનું છું કે હમણાં જેવી રાષ્ટ્રભક્તિ અગાઉ નહોતી.

મુનશ્રી—હા, એટલું ખરૂં કે રાષ્ટ્રભક્તિ સામાન્યરૂપે હતી એટલે કે અમારા પૂર્વજો વિશ્વદર્શી અને વિશ્વપ્રેમી હતા. આખા વિશ્વને તેઓ આત્મસમાન માનતા હતા. તે વાત નીચેનાં વાક્યોમાં સ્પષ્ટ થાય છે.

"સર્વ પ્રાણીઓ તરફ આત્મભાવ રાખવો." "દિગંબર હો યા શ્વેતાંબર હો, બુદ્ધ હો કે અન્ય હો, જેનો આત્મા સમભાવથી ભાવિત થશે અર્થાત્ વિશ્વને પોતા સમાન ગણશે તે જ આત્મા મોક્ષ પ્રાપ્ત કરશે એમાં સંદેહ નથી."

"આ પોતાનું અને આ પારકું એવી ગણના ક્ષુદ્રચિત્તવાળાની હોય છે. ઉદાર ચિત્તવાળા ઉત્તમ પુરૂષો તો આખી વસુધાને પોતાનું કુટુંબ માને છે."

આ પ્રાચીન સંસ્કૃતિમાં વિશ્વભાવના પ્રતીત થાય છે અને તે વિશ્વભાવનામાં રાષ્ટ્રભાવના સોમાં પચાશની માફક સમાઈ જાય છે.

પ્રો૦ આ૦—વિશ્વપ્રેમમાં અન્તર્ગત થવાથી સામાન્યરૂપે રાષ્ટ્રપ્રેમ અગાઉ હતો એમ કદાચ માનીએ તોપણ વિશિષ્ટ રૂપે તેનું અસ્તિત્વ નહોતું એમ તો ખરૂં ને ?

મુનિશ્રી—તેવો પ્રસંગ ઉપસ્થિત નહોતો થયો તેને લીધે વિશિષ્ટ રૂપે

તે ભાવના એટલી બધી વ્યક્ત થઇ નહોતી એમ જણાય છે.

પ્રો૦ આ૦—ચંદ્રગુપ્તના રાજ્યકાળમાં સિકંદર બાદશાહ આ દેશ ઉપર ચ્હડી આવ્યો હતો; તે પ્રસંગ ઉપસ્થિત હતો; તે વખતે આપણા દેશના લોકોએ રાષ્ટ્રભક્તિ બતાવીને વિરોધ કેમ ન દર્શાવ્યો, અર્થાત્ સ્હામે થઈ અટકાયત કેમ ન કરી ?

મુનિશ્રી—તે વખતમાં આપણા લોકોની મનોવૃત્તિ અધ્યાત્મમાર્ગ તરફ વળેલી હતી. તેમનામાં સંતોષવૃત્તિ પ્રધાનપદ ભોગવતી હતી, તેથી રાજકીય વિષય તરફ તેમનું લક્ષ્ય થોડું હતું અર્થાત્ તે વિષય તેમને ગૌણ હતો.

પ્રો૦ આ૦—ત્યારે અધ્યાત્મમાર્ગ તરફના આ વલણથી આપણી અધોગતિ થઇ ખરી ને ?

મુનિશ્રી—અધ્યાત્મમાર્ગ તરફના વલણથી કોઇ પણ વખતે કોઇ માણસની અધોગતિ થવી સંભવિત જ નથી. ભૌતિક પદાર્થો અને ઐહિક સંપત્તિની ન્યૂનતાથી અધોગતિ મનાતી હોય તો તે ભૂલ છે. ભૌતિક પદાર્થોની વૃદ્ધિ મોહજનક અને વિલાસોત્પાદક હોવાથી યુદ્ધ આદિ ક્લેશ અને વૈરવૃદ્ધિનું પરિણામ લાવનારી છે. યૂરપનું વર્તમાન મહાયુદ્ધ તેનું ઉદાહરણ છે.

પ્રો૦ આ૦—ત્યારે કોની સ્ત્રી, કોના પુત્ર, એવા વૈરાગ્યની સંસ્કૃતિ શું આપણી ઉન્નતિ સાધી શકશે ?

મુનિશ્રી—અલબત્ત, તે સંસ્કૃતિ આપણી આત્મિક ઉન્નતિ સાધશે જ. ખરી રીતે આત્મિક ઉન્નતિને જ ઉન્નતિ કહી શકાય. જે ભૌતિક સંપત્તિ ક્ષણિક સુખ આપીને પરિણામે દુઃખ ઉપજાવે તેને ઉન્નતિનું પદ કેમ આપી શકાય ? ગાંધી મહાત્મા જેવા પણ એ જ કહે છે કે રાષ્ટ્રસેવાનું મૂલ જો આત્મિક ઉન્નતિમાં હોય

તો જ રાષ્ટ્રસેવા ઉન્નતિસાધક થાય. અન્યથા—આત્મિક વિકાસ વિના રાષ્ટ્રસેવાથી કદાચ સ્વરાજ્યની પ્રાપ્તિ થાય તોપણ તે પ્રાપ્તિ આખર અધોગતિમાં જ પર્યવસાન પામે. સમયના સંકોચથી આ વખતે આ વિષય આટલેથી જ સમાપ્ત કરીશું.

## અવધાન ૮ મું.

### કથા ( આગળ ચાલુ )

આઠમા અવધાનમાં મુનિશ્રીએ અવધાન બીજામાં શરૂ કરીને અધવચ છોડેલી કથા આગળ લંબાવી હતીઃ

મહાત્માએ આગળ કહ્યું કે "હે રાજા! સં એટલે સમ્યક્ અને પત્તિ એટલે પ્રાપ્તઃ આત્માને જેમાં સમ્યક્ સુખની પ્રાપ્તિ થાય તેનું નામ સંપત્તિ કહેવાય. જેથી ચિત્તની વૃત્તિને ક્લેશ અને દુઃખ થાય તેનું નામ સંપત્તિ નથી. હવે તારી પાસે જે સંપત્તિ છે અને મારી પાસે જે સંપાત્ત છે તેને ત્રાજવામાં તોળી બતાવું છું.

वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः।
सम इह परितोषो निर्विशेषो विशेषः॥
स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला।
मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः॥ १

અર્થાત્—મારા શરીર ઉપર ઝાડની છાલનાં વસ્ત્રો છે તોપણ મને તારા જેટલો જ બલ્કે તારા કરતાં પણ વિશેષ સંતોષ રહે છે; એટલે વસ્ત્રોમાં કે બાહ્ય સંપત્તિમાં કંઇ વિશેષતા નથી. જેને તૃષ્ણા ઘણી છે, તે છતે પૈસે પણ દરિદ્રી છે. મન સંતોષના ઘરમાં આવી ગયું તો પછી કોણ દરિદ્રી અને કોણ શ્રીમંત?

"હે રાજા! સંપત્તિ શરીરપર રહેલી નથી પણ મનમાં રહેલી છે. તારા શરીરપર તેં મૂલ્યવાન વસ્ત્રો પહેર્યાં છે, પરન્તુ તેથી

તને થએલા કોઈ રોગ એ વસ્ત્રો મટાડી શકે છે? હું આ વલ્ક-લનાં વસ્ત્રો પહેરૂં છું, તારા શરીરપર જેવાં આભૂષણો ને અલંકારો છે તેવા મારા શરીરપર નથી, છતાં શરીરસંરક્ષણનું જે કાર્ય તારાં મૂલ્યવાન વસ્ત્રો કરે છે તે જ કાર્ય મારાં આ વસ્ત્રો કરે છે. હું મારાં વસ્ત્રોથી સંતુષ્ટ છું અને તેથી મને સુખી માનું છું. તારે ત્યાં નોકર ચાકર છે, હાથી-ઘોડા છે, મહેલ-બગીચા છે, મારી પાસે આ નાની ઝુંપડી માત્ર છે અને તેને પણ હું મારી માનતો નથી; પરન્તુ તારા મહેલની અંદર સાતમા માળની અટારીએ સોનાના પલંગમાં તું સૂતો હોય અને ચાકરો વાયુ ઢોળતા હોય ત્યારે તને સૂતાં તરત જ નિદ્રા આવી જાય છે?"

રાજાએ કહ્યું: "ના, ના; કલાક-બે કલાક આળોટું ત્યારે જ ઉંઘ આવે છે અને ઉંઘ આવતાં પહેલાં અનેક તર્ક-વિતર્ક અને ચિંતાઓ થયા કરે છે."

મહાત્માએ પૂછ્યું: "તને એવી શી ચિંતા થાય છે?"

"કોઈ વાર પ્રજાના સુખદુઃખની ચિંતા થાય છે, કોઇ વાર ખજાનામાં પૂરૂં ધન ન હોય તો તેની ચિંતા થાય છે, કોઈ વાર કોઇ મુકર્દમોમાં શો ન્યાય આપવો તેનો વિચાર થાય છે, કોઇ વાર કુટુંબકલહ મને મોડે સુધી ઉંઘ લેવા દેતો નથી અને કોઇ વાર પડોશી રાજા તરફથી મારા રાજ્ય ઉપર હલ્લો થવાની ચિંતાના વિચાર મનમાં આવ્યા કરે છે."

મહાત્માએ કહ્યું: "મને તો એવી કાંઇ ચિંતા થતી નથી, અને તેથી જ્યારે હું ઉંઘવા ઇચ્છું છું ત્યારે હું તુરત ઉંઘી જઇ શકું છું. જેને તું સંપત્તિ માને છે તે સંપત્તિ તને નિરાતે ઉંઘવા દેતી નથી, એ સંપત્તિથી રહિત એવો હું નિરાંતે ઉંઘી શકું છું, ત્યારે સંપત્તિમાન

કોણ અને દરિદ્ર કોણ? स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला. જેની તૃષ્ણા વિશાળ છે અને તે કારણથી જે ચિત્તમાં શાન્તિ–સમાધિનો અનુભવ કરી શકતો નથી તે જ વસ્તુતઃ દરિદ્ર છે."

રાજાએ પૂછ્યું: "ત્યારે શું આ રત્નનો હાર, હીરાની વીંટી, આ મારૂં આખું રાજ્ય એને આપ સંપત્તિ ગણતા નથી?"

મહાત્માએ કહ્યું: "હું તેને સંપત્તિ ત્યારે જ ગણું કે જ્યારે તે રત્નહારમાંનું રત્ન વાટીને તેનું ચૂર્ણ કરી તું ખાઈ જાય અને તેથી રોગ નાસી જાય. તારા હીરાની વીંટીમાં તો ઝેર રહેલું છે, તે તું જાણે છે. વળી એ રત્નો અને હીરા બીજાઓની આંખમાં ઝેર–ઇર્ષ્યા–દ્વેષ ઉત્પન્ન કરનારા છે. તે વસ્તુઓથી ન તો તને શાંતિ સમાધિ મળે છે અને ન તો તે જોનારને સુખ–શાન્તિ પ્રાપ્ત થાય છે. તારાં રત્નો જોઇને ગરીબના હૃદયમાં તો દુઃખ થાય છે, તો પછી જેને તું સંપત્તિ કહે છે તે સંપત્તિ નથી પણ વિપત્તિ છે. જેને પાંચ લાખ મળ્યા છે તેને દશ લાખની તૃષ્ણા છે, જેને કરોડ મળ્યા છે તેને અબજની તૃષ્ણા છે, તને રાજ્ય મળ્યું છે તો વળી સામ્રાજ્યની તૃષ્ણા થાય છે, પછી એ ધન, એ રાજ્ય, એ પરિવાર સંપત્તિરૂપ કેમ મનાય? માટે જેના મનને સંપૂર્ણ શાન્તિની પ્રાપ્તિ થઇ છે, તે જ સંપત્તિમાન છે. અન્ય કોઇ જ નહિ."

એટલો કથા વિભાગ કહી મહારાજશ્રીએ આગળ કથા કહેવાનું મુલ્તવી રાખ્યું હતું અને ત્યારપછી અવધાન ૯ મું શરૂ થયું હતું.

## અવધાન ૯ મું.

પ્રો. આથવલેએ શ્લોકના બીજા પાદના અક્ષરો નીચે મુજબ આડા અવળા કહ્યા હતાઃ– સાતમો અક્ષર क्षु, ત્રીજો અક્ષર मा, છઠ્ઠો અક્ષર च, બીજો અક્ષર य, પાંચમો અક્ષર ण, પહેલો અક્ષર अ, ચોથો અક્ષર र्वे, આઠમો અક્ષર षा.

મુનિશ્રીએ તેનો જવાબ આપવાનું મુલ્તવી રાખ્યું હતું.

## અવધાન ૧૦ મું.

શ્રી. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણે પ્રશ્ન કર્યો હતો કે સોળ ખાનાના એક યંત્રમાં એવા આંકડા ભરાવો કે જેનો ગમે તે તરફથી ગણતાં સરવાળો ૫૦ નો જ થાય. મુનિશ્રીએ યંત્રનાં પહેલાં અર્ધા ખાના નીચે મુજબ ભરાવ્યાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૨૪ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૨૧ | ૨૦ |

## અવધાન ૩ જું (ઉત્તરાર્ધ).

શ્રી. કેશવલાલ ધ્રુવે ત્રીજા અવધાનમાં જે શ્લોક માંગ્યો હતો તેની પહેલી બે પંક્તિઓ અગાઉ મુનિશ્રીએ લખાવી હતી; અને પાછળની બે પંક્તિઓ મુનિશ્રીએ નીચે પ્રમાણે લખાવી હતી:

तेनाधुनाऽहह ! विभाति व्रनोपमं तन्-
मन्येऽधमं कलहवायुनिदानमेतत् ॥

ત્યારપછી અવધાનનું કાર્ય આગળ ચાલ્યું હતું.

## અવધાન ૧૧ મું.

કવિ શ્રી નાનાલાલ દલપતરામે—

"આયુષ્યનું અમ્રત સાધુતા છે"

એ પાદપૂર્તિ ઉપરથી આખો છંદ બનાવી આપવા મુનિશ્રીને કહ્યું. મુનિશ્રીએ પૂછ્યું: "કવિશ્રી ! આપે ઉપજાતિ છંદ પસંદ કર્યો છે?"

કવિ નાનાલાલ—જી હા, ઉપજાત જ છે.

મુનિશ્રી—ઉપજાતિમાં તો પાંચમો અક્ષર 'ગુરૂ' જોઇએ, અને તમે આપેલી પાદપૂર્તિમાં 'અમૃત' શબ્દનો પહેલો અક્ષર 'અ' જે પાદપૂર્તિનો પાચમો અક્ષર છે તે 'લઘુ' છે.

કવિ નાનાલાલ—'અમૃત' શબ્દનો ઉચ્ચાર ગુજરાતી ભાષામાંના ઉચ્ચારની શૈલી મુજબ મેં 'અમ્રત' કર્યો છે, અને 'મ્ર' જોડાક્ષર હોવાથી 'અ' ગુરૂ બને છે.

મુનિશ્રી—અસ્તુ; તો પછી મને પણ 'અમ્રત' શબ્દમાં 'અ' ને ગુરૂ ગણવાની પરવાનગી છે ને?

કવિ નાનાલાલ—જી હા, આપને પરવાનગી છે.

મુનિશ્રી—ત્યારે આપે માગેલો આખો છંદ હવે લખી લો.

(ઉપજાતિ)

બુદ્ધિતણું અમ્રત સત્ય જ્ઞાન,
યોગીતણું અમ્રત આત્મભાન,
વિજ્ઞાનનું અમ્રત મુક્તતા છે,
આયુષ્યનું અમ્રત સાધુતા છે.

## અવધાન ૧૨ મું.

બાદ પુરાતત્ત્વ મંદિરવાળા મુનિશ્રી જિનવિજયજીએ હિંદી ભાષાના એક વાક્યના શબ્દો આડા અવળા કહ્યા હતા:-ત્રીજો શબ્દ नहि, છઠ્ઠો શબ્દ सदा, પહેલો શબ્દ संसारमें, પાંચમો શબ્દ ऐकसरसा, બીજો શબ્દ रहता, ચોથો શબ્દ समय.

મુનિશ્રીએ જવાબ આપવાનું મુલ્તવી રાખ્યું હતું અને અવધાનનું કામ આગળ ચાલ્યું હતું.

## અવધાન ૧૩ મું.

ડા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ જણાવ્યું: "મેં એક હાથમાં

એકી રાખી છે અને બીજા હાથમાં બેકી રાખી છે; તો કયા હાથમાં એકી છે અને કયા હાથમાં બેકી છે ?"

મુનિશ્રીએ કહ્યું: " જમણા હાથની સંખ્યાને બેવડી કરો અને ડાબા હાથની સંખ્યાને ત્રણગણી કરો."

" કરી."

" એ બેઉ સંખ્યાનો સરવાળો કરીને કહો."

" ૧૯."

જવાબ આપવાનું મુલ્તવી રાખીને મુનિશ્રીએ અવધાન ૧૪ મામાં કહેવાની કથા જે આગળ અધૂરી રાખી હતી તે કહેવા માંડી હતી.

## અવધાન ૧૪ મું.

મહાત્માએ રાજાને આગળ જણાવ્યું: " હે રાજા ! તારી સંપત્તિ નશ્વર છે-એક ક્ષણમાં નાશ પામી જાય તેવી છે, જ્યારે મારી સંપત્તિ એવી છે કે જે નાશ પામે જ નહિ. તારી સંપત્તિ એવી છે કે જે-

**रंकं करोति राजानं राजानं रंकमेव च ।**
**धनिनं निर्धनं चैव निर्धनं धनिनं तथा ॥**

અર્થાત્—એ સંપત્તિ એવી ચલ-વિચલ છે કે રંકને રાજા બનાવે છે અને રાજાને રંક બનાવે છે; તેવી જ રીતે ધનવાનને નિર્ધન બનાવે છે અને નિર્ધનને ધનવાન બનાવે છે. પરન્તુ મારી સંપતિ એવી ચલ કે નશ્વર નથી. નશ્વર સંપત્તિવાળાની ચડતી પડતી એક ક્ષણમાં થાય છે, જ્યારે શાશ્વત સંપત્તિવાળાની એક વાર ચડતી થયા પછી પડતી થવા પામતી નથી. એ વિષે એક દૃષ્ટાંત સાંભળ.

" અમદાવાદના રતનપોળ જેવા લત્તામાં કોઇ બે શાહુકારો રહેતા હતા. બેઉ શાહુકારોની હવેલીઓ એક બીજાની સામે આવેલી હતી. તેમાંના એક શાહુકારને વેપારમાં મોટી ખોટ આવી હતી અને ઉપ-

રાઉપરી ખોટને લીધે તેની પાસેની બધી સંપત્તિ નાશ પામી ગઇ હતી બીજો શાહુકાર કે જે પહેલા શાહુકારને ત્યાં દલાલી કરીને કે બીજી રીતે પૈસા પેદા કરતો હતો તેની પાસે હવે ઘણું ધન એકઠું થયું હતું અને એ ધનને લીધે તેનો ગર્વ સાતમે આસમાને ચડી ગયો હતો એક વખતે પહેલો શાહુકાર પોતાના ગોખમાં પોતાની મુશ્કેલીભર સ્થિતિને માટે વિમાસતો વિચારલીન સ્થિતિમાં ઊભો હતો, એટલામ સામેની હવેલીના ગોખમાં બીજો શાહુકાર આવીને ઊભો અને ગર્વ પૂર્વક ખોંખારો કરતો સામેના ગોખમાં ઊભેલા શાહુકારને સંબોધીને બોલ્યો: 'કેમ શેઠ! શો વિચાર કરી રહ્યા છો? બજારમાં આવવું છે ને? મારી સામે ઊભા રહીને સોદો કરવાની હિંમત છે?'

"આ ગર્વિષ્ઠ વચનો સાંભળીને પેલો શાહુકાર તો કશું બોલ્યો નહિ અને નીચું જોઇને પોતાની હવેલીની અંદર ચાલ્યો ગયો, પરન્તુ એ બે હવેલીઓ વચ્ચેના માર્ગમાં થઇને એક મહાત્મા જતા હતા તેમણે એ ગર્વિષ્ઠ વચનો સાંભળ્યાં અને શરમીંદા થઇને હવેલીની અંદર ચાલ્યા જતા બીજા શાહુકારને પણ તેમણે જોયો, એ ઉપરથી બેઉ શાહુકારોની સ્થિતિની કલ્પના મહાત્માને આવી ગઈ. ગર્વિષ્ઠ વચન બોલનાર બીજો શાહુકાર કે જે હજી મૂછો આમળતો પોતાના ગોખમાં જ ઊભો રહેલો હતો તેને સંબોધતાં મહાત્માએ કહ્યું:—

'आपद्गतं हससि किं द्रविणान्ध मूढ।
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम् ॥
एतान्प्रपश्यसि घटाञ्जलयन्त्रचक्रे।
रिक्ता भवन्ति भरिता भरिताश्च रिक्ताः ॥

'અર્થાત્—હે મૂઢ મનુષ્ય! જેના ઉપર આપત્તિ આવી પડેલી છે એવા દીન મનુષ્યને તું શામાટે હસે છે? લક્ષ્મી કોઇની થઇ

નથી અને થવાની પણ નથી અને તારી પાસે પણ જે લક્ષ્મી છે તે સ્થિર થઇને બેસશે એમ કદાપિ માનીશ નહિ; તે પણ ચલ છે, તો આજે છે ને કાલે ચાલી જશે એમાં કાંઇ નવાઈ સમજીશ નહિ. શું તું જોતો નથી કે કુવાપરના રહેંટના ચક્રના ફેરાથી જે ઘડા એક ક્ષણે ભરાય છે તે બીજી ક્ષણે ખાલી થાય છે અને જે પહેલી ક્ષણે ખાલી હોય છે તે બીજી ક્ષણે ભરાય છે? તો પછી તારે એક નરમ પડેલા વણિકને આવા મર્મ વચનથી વીંધવો એ ઘટિત નથી.' એ પ્રમાણે બીજા શાહુકારને ઠપકો આપીને મહાત્મા ચાલ્યા ગયા.

(મહાત્મા રાજાને કહે છે) " હે રાજા! જેવી એ શાહુકારની લક્ષ્મી હતી–સંપત્તિ હતી તેવી જ તારી પણ સંપત્તિ છે; તે સ્થિર નથી, તે નશ્વર છે; તેનો નાશ ક્યારે થશે તે તું જાણતો નથી. તોપણ તેનાપર આટલો બધો મોહ શામાટે રાખે છે? તારે તો મારા જેવી શાશ્વત સંપત્તિ મેળવવાનો યત્ન કરવો જોઇએ. હે રાજન્ કદાચ એમ કહે કે આવી આધ્યાત્મિક સંપત્તિ તેના અધિકારીઓને માટે છે. મારા જેવાને માટે નથી. મારા જેવા સામાન્ય મનુષ્યે ઐહિક સંપત્તિની સાથે આધ્યાત્મિક સંપત્તિ મેળવવા શું કરવું જોઇએ તે મને જણાવો તો હવે તે હું તને કહું છું."

એટલો કથાવિભાગ કહીને મહારાજશ્રીએ તે અધૂરો રાખ્યો હતો અને અવધાનોનો ક્રમ આગળ ચાલ્યો હતો.

## અવધાન ૧૫ મું.

પ્રો. આથવલેએ આ અવધાનમાં શ્લોકના ત્રીજા પાદના અક્ષરો નીચે પ્રમાણે આડાઅવળા કહ્યા હતા:–પાંચમો અક્ષર म, બીજો અક્ષર लौ, સાતમો અક્ષર ष्यं, પહેલો અક્ષર का, ચોથો અક્ષર त,

આઠમો અક્ષર તોં, ત્રીજો અક્ષર મૂ, છઠ્ઠો અક્ષર વિ. મુનિશ્રીએ જવાબ આપવાનું મુલત્વી રાખ્યું હતું.

### અવધાન ૧૬ મું.

ચુનીલાલ વર્ધમાન શાહે "સ્મશાનભૂમિમાં રડતી સ્ત્રીના ઉદ્‌ગાર" વિષે ગુજરાતી કવિતાની માંગણી કરતાં મુનિશ્રીએ પ્રથમ બે પંક્તિઓ લખાવી હતી.

(ઉપજાતિ)

હા! હા! ગયા મુંજ પતિ મૂકીને,
ભૂતો વસે છે વિકરાળ ભૂમિ.

કવિતા અધુરી રાખીને અવધાનનું કામ આગળ ચલાવવામાં આવ્યું હતું.

### અવધાન ૧૭ મું.

પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણે અવધાન ૧૦ મામાં ૧૬ ખાનાંના યંત્રમાં ૫૦ સરવાળો થાય એવી રીતે આંકડા ભરાવવાની માંગણી કરી હતી. મુનિશ્રીએ તે વખતે અર્ધો યંત્ર ભરાવ્યો હતો. પ્રો. જેઠાલાલે બાકીનો અર્ધો યંત્ર આ વખતે ભરાવાની માંગણી કરતાં મુનિશ્રીએ તે નીચે મુજબ ભરાવ્યો હતો:–

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ૧૮ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૯ | ૨૨ |

સોળે ખાનાં મેળવીને બધી બાજુએથી સરવાળો કરી જોતાં ૫૦ ની સંખ્યા મળી રહી હતી.

### અવધાન ૧૮ મું.

પ્રો. માધવલાલ સુખલાલ શાહે "ખાદીની જરૂર" એ વિષે

ટૂંકો નિબંધ લખાવવાની માંગણી કરી હતી અને મુનિશ્રીએ નિબંધ નીચે મુજબ લખાવ્યો હતો:

**ખાદીની જરૂર.**

માણસના જીવનનિર્વાહ માટે ત્રણ વસ્તુઓની ઓછામાં ઓછી જરૂર છે. (૧) ખોરાક, (૨) વસ્ત્ર, (૩) સ્થાન. ખોરાક એવો હોવો જોઇએ કે જેથી શરીરમાં રોગ ન થાય; વસ્ત્રો એવાં હોવાં જોઇએ કે જેથી વિલાસવૃત્તિમાં વધારો ન થતાં માણસની માઝા સચવાઇ રહે; સ્થાન એવું હોવું જોઇએ કે જેમાં ઐહિક-પારમાર્થિક કાર્યો સુખે થઈ શકે. સ્થાન અને ખોરાકની બાબત એક બાજુએ મૂકી હમણાં આપણે વસ્ત્રનો વિચાર કરીએ.

પ્રાચીન કાળમાં આપણે પહેરવાનાં વસ્ત્રો અહીં બનતાં ને વપરાતાં તથા પરદેશ પણ જતાં, તેથી ગરીબ માણસોની કાંતવાની તથા વણવાની રોજી ચાલતી હતી. એકંદર રીતે દેશમાં દરેક માણસનું ગુજરાન સારી રીતે ચાલતું હતું. પણ હવે સમય એવો આવ્યો છે કે અહીં ઉત્પન્ન થતું રૂ પરદેશમાં જાય છે અને ત્યાંથી ચોગણું કે છગણું મોંઘું બની અહીં આવે છે; તેથી દેશનું દ્રવ્ય પરદેશ જાય છે અને ઘરનાં છોકરાં ઘંટી ચાટે છે! આથી દેશમાં ગરીબાઈ વધી છે. દરેક માણસની ફરજ છે કે પોતાના દેશબંધુ ઉપર દયાની નજરથી જોવું. ખાદી પહેરવાથી દેશના લોકોપર દયા રહે છે, પોતાના ખર્ચમાં ઘટાડો થાય છે, વિલાસવૃત્તિ કમ થાય છે સ્ત્રીની તેમજ પુરૂષની માઝા જળવાય છે તેથી દરેક માણસે ખાદી પહેરવાનો નિયમ લેવો જોઇએ.

**અવધાન ૧૯ મું.**

સીટી હાઇસ્કુલના સંસ્કૃત તથા હિંદી શિક્ષક પં. શંકરપ્રસાદ મિશ્રે મુનિશ્રી સાથે હિંદી ભાષામાં નીચે મુજબ સંભાષણ કર્યું હતું:—

पं० शंकरप्रसाद—जैन धर्मके तीन मुख्य संप्रदाय है, श्वेताम्बर दिगंबर और स्थानकवासी : यह तीन संप्रदायमें तात्त्विक भेद कोनसा है ?

महाराजश्री—तीनोंमें मुख्य भेद क्रियाविषयक है, और कुछ तात्त्विक भेद भी है.

पं० शंकरप्रसाद—तात्त्विक भेदका कुछ दृष्टांत आप दे सक्ते हो ?

महाराजश्री—हां. दिगम्बर मतकी ऐसी मान्यता है कि तीर्थंकरों आहार नहीं करते हैं और श्वेतांबरोंकी ऐसी मान्यता है कि जहां तक देह है वहां तक तीर्थंकरोंको भी आहार लेना पड़ता है ॥ दिगम्बरों मानते हैं कि स्त्रीको मोक्ष प्राप्त नहीं होता है और श्वेतांबरों स्त्रीको भी मोक्ष मिल सकता है ऐसा मानते हैं ॥

पं० शंकरप्रसाद—इसी मान्यताके संबंधमें आपका स्वतंत्र अभिप्राय कोनसा है ?

महाराजश्री—मेरा स्वतंत्र अभिप्राय मैं दो मिनिटके संभाषणमें दे सक्ता नहीं हूं ॥

पं० शंकरप्रसाद—तब आपको मैं दूसरा कुछ पूछने नहीं मंगता हूं ॥

અત્ર હિંદી સંભાષણ પૂરૂં થતાં ૨૦ મું અવધાન શરૂ થયું હતું.

**અવધાન ૨૦ મું.**

શાસ્ત્રી શ્રી રામકૃષ્ણ હર્ષજીએ એવો એક શ્લોક માંગ્યો હતો કે જેમાં વેંકટેશ: એ શબ્દ અંતર્લાપિકામાં ગોઠવાય.

મુનિશ્રીએ પૂછ્યું: "દરેક પાદના પ્રથમ અક્ષરમાં જ અંતર્લાપિકા આવે તેમ કરવું ?"

પ્રમુખે જણાવ્યું: "શાસ્ત્રીજીએ શબ્દ એવો પસંદ કર્યો છે કે એવા અક્ષરો પાદના પ્રથમાક્ષરમાં લાવી શકાય જ નહિ; એટલે અક્ષરો વચમાં આવશે તોપણ ચાલી શકશે."

બાદ મુનિશ્રીએ શ્લોક નીચે મુજબ લખાવ્યો હતો:—

वेपने मनुजो मिथ्या। सङ्कटे हि समागते।
शोचनीयं पुरैवेदं। संकटं ह्रियते कथम् ॥

[ આ શ્લોકમાં કાળા કરેલા અક્ષરોમાં वेङ्कटेशो (वेङ्कटेशः) વંચાય છે. તેનો અર્થ એવો થાય છે કે-જ્યારે સંકટ આવી પડે છે ત્યારે જ માણસ સંકટને રડવા બેસે છે તે મિથ્યા છે; વસ્તુતઃ સંકટ આવ્યા પહેલાં જ સંકટ કેમ ન આવે અથવા કેમ નાશ પામે તેનો વિચાર કરી રાખવો જોઇએ. ]

## અવધાન ૨૧ મું.

શ્રી. કાલીદાસ જસકરણ ઝવેરીએ જણાવ્યું હતું કે મેં એક જન્મતિથિ ધારી છે. મુનિશ્રીએ જણાવ્યું કે જે સાલમાં જન્મ હોય તેના છેલ્લા બે આંકડાને ૨ થી ગુણો, તેમાં ૫ ઉમેરો, તેને ૫ થી ગુણો, પછી ૧૦ ઉમેરો અને ૧૦ થી ગુણોઃ એ ગુણાકારમાં જેટલામો (કારતકથી પહેલો ગણતાં) મહિનો હોય તે મહિનાનો આંકડો ઉમેરો; તેને ૧૦૦ થી ગુણો અને તેમાં તિથિનો આંકડો ઉમેરો; તેને ૧૦ થી ગુણીને તેમાં વાર ( સોમવારથી પહેલો ગણતાં ) નો આંકડો ઉમેરો; એ પ્રમાણે ગણિત કર્યા પછી જે જવાબ આવે તે કહોઃ—

શ્રી. કાલીદાસ–એ રીતે કરતાં સંખ્યા ૫૮૫૫૨૬૪ આવી છે.

જન્મતિથિ સંબંધી જવાબ આપવાનું મુનિશ્રીએ મુલ્તવી રાખ્યું હતું અને અગાઉ અધૂરી રાખેલી કથા અવધાન ૨૨ મામાં આગળ ચલાવી હતી.

## અવધાન ૨૨ મું.

### કથા ( સંપૂર્ણ )

મહાત્મા રાજાને આગળ કહે છે–" ઐહિક સુખ તથા સ્થૂળ સંપત્તિ મેળવીને જો જાળવી રાખવી હોય તો, હે રાજા ! સમાજમાં

કલહ-કલેશ ન થાય એવે માર્ગે પ્રત્યેક વ્યક્તિએ જવું જોઇએ. લોકો માંહોમાંહે કલેશ કરે અને કુટુંબમાં લડાઇ ટંટા થાય તો તેનું પરિણામ શું આવે? તેથી સ્થૂળ સુખ અને સંપત્તિનો નાશ થાય, માટે ન્યાત, જાત, કુટુંબ, દેશ, સર્વત્ર સલાહ-સંપ જોઇએ. સંપ ત્યાં જ જંપ હોય છે. કહ્યું છે કે—

प्रतापो गौरवं पूजा श्री यशः सुखसंपदा ।
कुले तावत्प्रवर्द्धन्ते यावन्नोत्पद्यते कलिः ॥

અર્થાત્-એક કુટુમ્બમાં પ્રતાપ, ગૌરવ, માન, લક્ષ્મી, યશ અને સુખ સંપત્તિ ત્યાંસુધી જ વધતાં રહે છે કે જ્યાંસુધી તેનામાં કલિરૂપ કલહનો વાસ થતો નથી. એક કચ્છી કહેવત એવું છે કે—

કુજા વેંતર કુસંપ ઘર નીચા નેહ કરંત,
જદીકે આકાય વેંધડી તદીકે ઢોલ બજંત.

અર્થાત્-કુટુંબની પાયમાલીની ત્રણ નિશાની છે. (૧) સંતતિ બગડે, (૨) કુસંપ થાય, (૩) નીચ માણસોની સંગતિ થાય. એક વખત આ દેશમાં પૂરી જાહોજલાલી હતી, તેને બદલે આજે દેશ ઉત્તરોત્તર અધમ દશામાં આવતો જાય છે, તેનું કારણ શું? જ્યાં જોઇએ છીએ ત્યાં ભેદ ભેદ ને ભેદ જ દૃષ્ટિગોચર થાય છે. આર્યાવર્તમાં ત્રણ મુખ્ય ધર્મો પ્રવર્તેલા છે. બ્રાહ્મણ ધર્મ, બાદ્ધ ધર્મ અને જૈન ધર્મ એ ત્રણે ધર્મ પાળનારાઓએ કેવી રીતે વર્તવું જોઇએ? ત્રણેમાં સહાનૂભૂતિ, સહિષ્ણુતા અને સમાન ભાવ હોવાની જરૂર છે. ભાગવતના ત્રીજા સ્કંધના ૨૯ મા અધ્યાયમાં કપિલ મુનિ કહે છે કે—

अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
तमवज्ञाय मां मूढः कुरुतेऽर्चाविडम्बनम्

અર્થાત્—સર્વ ભૂતો-જીવોમાં હું જ એક આત્મારૂપે વસી રહેલો છું અને તેઓ મારી ભક્તિ કરે છે; પણ જે પોતાના બીજા ભાઈઓનો વિશ્વાસ કરતો નથી અને દુઃખ આપે છે તે માણસને મારી ભક્તિનું ફળ મળતું નથી. બીજા તરફ નિર્દયતાથી જોઇને પણ મારી ભક્તિ કે સ્મરણ કરનારની ભક્તિ અફળ જાય છે. આત્મભાવ રાખવો એ જ એના કથનનો સાર છે. દરેક ધર્મવાળાએ કુસંપ અને વિષમતા તજવી જોઇએ, પરન્તુ ખેદ થાય છે કે આ અમદાવાદમાં જ કુસંપનો કલિ મોટા પ્રમાણમાં પેઠેલો જોવામાં આવે છે. એક પોળમાં એક ગચ્છના શ્રાવકો વસતા હોય અને તેમાં કોઇ બીજા ગચ્છનો શ્રાવક રહેવા આવે છે તો તેનો બહિષ્કાર કરવામાં આવે છે! જે વખતે ગાંધીજી ઐક્યનો મંત્ર આખા દેશની પ્રજાને પઢાવી રહ્યા છે અને હિંદુ–મુસલમાનોમાં પણ એકતા કરવાને મથી રહ્યા છે, તે વખતે આપણે એક જ પોળવાળાઓ કુસંપ કરી બેસીએ છીએ, એક જ મહાવીર પિતાના પુત્રો માંહોમાંહે ઝગડીએ છીએ, તે શું આપણને લાજમ છે? તમે સ્વરાજ્ય મેળવવા માંગો છો, પણ એ સ્વરાજ્યનો પાયો ત્યારે જ ટકાવશો કે જ્યારે તમે માહોમાંહે સંપ જાળવશો."

એ પ્રમાણે મહાત્માએ બોધ આપ્યો, ત્યારે રાજાને પોતાની શાશ્વત સંપત્તિ શું છે તેનું ભાન થયું, ઐહિક સંપત્તિ જાળવવાનો માર્ગ સૂઝ્યો અને જે જ્ઞાન સાથે તે મહાત્મા પાસે આવ્યો હતો તે કરતાં ઘણું વધારે–સાચું જ્ઞાન પ્રાપ્ત કરીને મહાત્માને વંદન કરી પોતાના નિવાસસ્થાનપ્રતિ વિદાય થયો. શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

એ પ્રમાણે મહારાજશ્રીએ કથા પૂરી કરી એટલે ૨૩ મું અવધાન શરૂ થયું.

### અવધાન ૨૩ મું.

પ્રો. આથવલેએ શ્લોકના ચતુર્થ પાદના અક્ષરો નીચે મુજબ આડા અવળા કહી સંભળાવ્યાઃ—ચોથો અક્ષર ન, છઠ્ઠો અક્ષર વી, આઠમો અક્ષર શત્, ત્રીજો અક્ષર મા, સાતમો અક્ષર ત્રિ, પાંચમો અક્ષર મ, બીજો અક્ષર ર્ત્ત, પહેલો અક્ષર વ. મુનિશ્રીએ જવાબ આપવાનું મુલ્તવી રાખ્યું હતું.

### અવધાન ૨૪ મું.

શેઠ મંગળદાસ જેસંગભાઇએ નવ સમાનાંતર રકમોનો સરવાળો કરી આપવા કહ્યું હતું અને તેમાંની પહેલી પાંચ રકમો નીચે મુજબ કહી સંભળાવી હતીઃ ૧૦૫૨૪, ૧૧૨૩૨, ૧૧૯૪૦, ૧૨૬૪૮, ૧૩૩૫૬.

પછી અવધાનનું કામ આગળ ચાલ્યું હતું.

### અવધાન ૨૫ મું.

શ્રી. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરીએ "પ્રાચીન જૈન કવિઓની કવિતાની વિશિષ્ટતા" એ વિષે થોડું વિવેચન કરવાનું મુનિશ્રીને જણાવ્યું હતું.

મુનિશ્રીએ જણાવ્યું હતું કે–જે સમયમાં ગુજરાતી ભાષાની શરૂઆત થઈ એટલે કે પ્રાકૃતમાંથી અપભ્રંશ અને અપભ્રંશમાંથી જૂની ગુજરાતી અને તેમાંથી નવી ગુજરાતી ભાષા થઇ ત્યારે અન્ય કવિઓની સાથે જૈન કવિઓએ પણ રાસા બનાવેલા તે અત્યારે મળી આવે છે. પહેલાં એ કવિઓ દોહા ચોપાઇમાં કાવ્યો લખતા અને પછી જૂદી જૂદી ઢાળોમાં–રાગોમાં તેઓએ રાસા બનાવેલા છે. જૈન કવિઓમાં આનંદઘનજીનાં તથા જશવિજયજીનાં કાવ્યો ઉત્તમ

પ્રતિનાં છે. તેમનામાં વિદ્વત્તા, તત્ત્વજ્ઞાન અને કવિત્વ ઉચ્ચ પ્રકારનાં હતાં. મુખ્યત્વે કરીને આનંદઘનજીનાં કાવ્યોમાં ઉત્કટ તત્ત્વજ્ઞાન જોવામાં આવે છે. એમનું એક કાવ્ય હું આપને કહું છું:

(૫૬)

સંભવ જિન તે જન સેવો સવીજી, લહી પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ–સંભવ૦ ૧
ભય ચંચલતા હો પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ કરતાં થાકીએ રે દોષ અબોધ લખાવ–સંભવ૦ ૨
ચરમાવર્ત હો ચરમ કરણ તથારે, ભવ પરિણતિ પરિપાક;
દોષ ટલે ને દૃષ્ટિ ખુલે ભલી રેપ્રાપ્તિ પ્રવચન વાક–સંભવ૦ ૩ઇત્યાદિ

જશવિજયજીની કવિતાનો નમૂનો પણ હું હવે આપને કહી સંભળાવું છું:—

ગિરૂવારે ગુણ તમ તણા, શ્રી વર્ધમાન જીનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, નિર્મલ હોય મોરી કાયારે. ગિરૂવા. ૧
તુમ ગુણગણ ગંગાજળે, ઝીલીને નિર્મલ થાઉં રે
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉં રે ગિરૂવા. ૨
ઝીલ્યા જે ગંગાજળે, છિલ્લર જળ નવિ પેસેરે;
માલતી ફૂલે મોહિયો, તે બાવળ જઈ નવ બેસેરે. ગિરૂવા. ૩ ઇત્યાદિ

## અવધાન ૨૬ મું.

મી. નંદલાલ મણિલાલ શાહે ૭ શબ્દોના એક ઉર્દૂ ભાષાના વાક્યના શબ્દો નીચે મુજબ આડા અવળા કહ્યા હતા:—બીજો શબ્દ 'યહ', ચોથો શબ્દ 'કરાર', પહેલો શબ્દ 'મૈંને', પાંચમો શબ્દ 'ન', ત્રીજો શબ્દ 'દુનિયામેં', છઠ્ઠો શબ્દ 'દેખા'.

તેનો જવાબ આપવાનું મુનિશ્રીએ મુલતવી રાખ્યું હતું.

## અવધાન ૨૭ મું.

પ્રે. દીવાટીઆએ જમીનપર પાસા નાંખીને પાસાના જમીનની બાજુએ રહેલા દાણા પારખવા મુનિશ્રીને કહ્યું હતું. મુનિશ્રીએ તેનું ગણિત નીચે મુજબ કરાવ્યું હતું:-પહેલા પાસાના દાણામાં ૨ ઉમેરો, તેને ૨ થી ગુણો, તેમાં ૧ ઉમેરો, તેને ૫ થી ગુણો અને એ ગુણાકારમાં બીજા પાસાના દાણા ભેળવો.

એ ગણીતનો છેલ્લો આંકડો ૫૦ નો આવ્યો હતો તે મુનિશ્રીને જણાવવામાં આવ્યો હતો. જવાબ આપવાનું મુનિશ્રીએ મુલ્તવી રાખ્યું હતું.

## અવધાન ૨૮ મું.

અવધાન ૨૮ મામાં શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખે પ્રાકૃત ભાષાના ૬ શબ્દોના એક વાક્યના શબ્દો નીચે મુજબ આડા અવળા કહ્યા હતા: ત્રીજો શબ્દ जुग्गम्, પાંચમો શબ્દ तस्स, પહેલો શબ્દ जं, છઠ્ઠો શબ્દ देहि, ચોથો શબ્દ तं, બીજો શબ્દ जस्स, મુનિશ્રીએ જવાબ મુલત્વી રાખ્યો હતો.

## અવધાન ૨૯ મું.

ચુનીલાલ વર્ધમાન શાહે ૧ થી ૧૬ આંકડા વાળા ૪ સેટનાં કુલ ૬૪ પાનાંની થોકડીઓ એવી રીતે કરી હતી કે થોકડીની નીચેના પાનામાં જે આંકડો હોય તે આંકડા પછી અનુક્રમે ગણતાં ૧૬ થાય ત્યાંસુધી તેના ઉપર ગમે તે પાનાં મૂકવાં. આવી રીતે થોકડીઓ કરીને મુનિશ્રીને જણાવવામાં આવ્યું હતું કે એકંદરે ૮ થોકડીઓ થઇ અને એક પણ પાનું વધ્યું નહિ. મુનિશ્રીએ થોકડીઓની નીચેનાં પાનાંપરના અંકનો એકંદર સરવાળો કહેવાનો હતો અને એ સરવાળો કહેવાનું તેમણે મુલ્તવી રાખ્યું હતું.

## અવધાન ૩૦ મું.

શ્રી. નારાયણ વિસનજી ઠક્કુરે ૭ શબ્દોના કચ્છી ભાષાના વાક્યના શબ્દો નીચે મુજબ આડા અવળા કહ્યા હતા: છઠ્ઠો શબ્દ ઢુક, ચોથો શબ્દ જેડ઼ા, પાંચમો શબ્દ ઘીજા, પહેલો શબ્દ મિઠા, ત્રીજો શબ્દ ગાલ્યિં, બીજો શબ્દ તોંજ્યું. મુનિશ્રીએ જવાબ મુલત્વી રાખ્યો હતો.

## અવધાન ૩૧ મું.

અવધાન ૨૪ માંની બાકીની ૪ સમાનાન્તર સંખ્યાઓ શેઠ મંગળદાસ જેસીંગભાઇએ આપી હતી: ૧૪૦૬૪, ૧૪૭૭૨, ૧૫૪૮૦, ૧૬૧૮૮. નવે રકમોનો સરવાળો આપવાનું મુનિશ્રીએ મુલ્તવી રાખ્યું હતું અને અવધાનનું કાર્ય આગળ ચાલ્યું હતું.

## અવધાન ૩૨ મું.

આ અવધાનમાં ડો. માધવજી બી. મચ્છર, મી. ચીમનલાલ એમ. મોદી અને બીજા બે ગૃહસ્થોએ ચાર જૂદી જૂદી રકમો ધારી હતી. મુનિએ તેનું ગણિત નીચે મુજબ કરાવ્યું હતું: પહેલા તથા બીજાએ પોતપોતાની ધારેલી રકમોને ૭ થી ગુણવી અને ત્રીજા તથા ચોથાએ ૮ થી ગુણવી. પહેલા-બીજાએ તેમાં ૮૮ ઉમેરવા અને ત્રીજા-ચોથાએ ૭૬ ઉમેરવા. પછી ચારે જણાએ તેને ૧૦ થી ગુણવા. એ ગુણાકારની રકમને પહેલા-બીજાએ ૧૪ થી અને ત્રીજા-ચોથાએ ૧૬ થી ભાગવી. જે શેષ રકમ રહે તેને પહેલા-બીજાએ ૧૦ થી ગુણવી અને ત્રીજા-ચોથાએ ૧૫ થી ગુણવી.

છેવટે જે જવાબ આવે તે મુનિશ્રીએ કહેવાનો હતો અને તે જવાબ મુલ્તવી રાખવામાં આવ્યો હતો.

## અવધાન ૩૩ મું.

શ્રી. ગોરધનભાઇ ઇશ્વરભાઇ પટેલે અંગ્રેજી ભાષાના ૬ શબ્દોના વાક્યના શબ્દો નીચે મુજબ આડાઅવળા કહ્યા હતાઃ-પાંચમો શબ્દ In, પહેલો શબ્દ Osiris, ત્રીજો શબ્દ Prince, છઠ્ઠો શબ્દ Capricorn, બીજો શબ્દ Sinks, ચોથો શબ્દ Horus. મુનિશ્રીએ જવાબ મુલ્તવી રાખ્યો હતો.

## અવધાન ૩૪ મું.

શ્રી. ગિરિજાશંકર જોષીએ ૭૭,૭૭,૭૭,૭૭૭ ના ગુણ્ય તથા ગુણક શોધી આપવાનું કહ્યું હતું.

મહારાજશ્રીએ જવાબમાં જણાવ્યું હતું કે ૧૨૩૪૫૬૭૯ એ ગુણ્ય અને ૬૩ એ ગુણક (૧૨૩૪૫૬૭૯×૬૩=૭૭૭૭૭૭૭૭૭) જવાબ બરાબર જણાયો હતો.

## અવધાન ૩૫ મું.

છેલ્લા અવધાનમાં ઉપસંહારરૂપે મહારાજશ્રીએ ટુંકું વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે-અવધાનો પૂરાં થયાં. આ અવધાનો માત્ર ચિત્તની વૃત્તિને એકાગ્ર રાખી દરેક વાતને ધ્યાનમાં રાખવાની ક્રિયા છે. પૂર્વાચાર્યોએ ચિત્તની એકાગ્ર વૃત્તિને ધ્યાન કહ્યું છે અને ધ્યાન એ યોગનો મુખ્ય પાયો છે. યોગસાધનને અર્થે કેટલાકો બીજાં અનુષ્ઠાનો પણ કરે છે, પરન્તુ ધ્યાનવડે તે સહેલાઇથી થાય છે. શક્તિની ખીલવટ ધ્યાનથી થાય છે. અવધાન તો એક સામાન્ય બાબત છે. જો પ્રયાસ કરવામાં આવે તો અવધાન કાંઇ મોટી બાબત નથી. વસ્તુતઃ તે બુદ્ધિ અને સ્મરણશક્તિનોચમત્કાર છે. તેમાં દેવતાને પ્રસન્ન કરવાની વાત નથી; મનુષ્યે માત્ર ધ્યાનદ્વારા આગળ વધવું જોઇએ. વિષમતાને ટાળીને સમાનતા પ્રાપ્ત કરવી જોઇએ. આજે આપણે

ભારતની પડતી થતી જોઇએ છીએ અને આ ભૂમિ વેરાન જેવી જણાય છે તેનું કારણ કલહ અને ક્લેશનાં બીજ ચોમેર વવાયાં છે તે છે. કેટલીક વાર તો લોકો અણસમજના ઝગડા કરે છે.

એક વહાણ એડન તરફ જતું હતું, તેમાં ઉતારૂઓ વચ્ચે એક વિવાદ ઉત્પન્ન થયો. એક ઉતારૂ કહે કે એડનના લોકો એક જાતની પાઘડી પહેરે છે, બીજો ઉતારૂ કહે કે બીજી જાતની પાઘડી પહેરે છે, ત્રીજો કહે કે એ બે જાતની નહિ પણ કોઇ ત્રીજી જાતની પાઘડી પહેરે છે. જોતાં જોતાં એ ઝગડો વધી પડ્યો અને ઉતારૂઓ મારામારી પર આવ્યા, તે વખતે એક ડાહ્યા ઉતારૂએ કહ્યું કે—

પહોંચેંગે તબ કહેગેં, ઉન દેશકી રીત,
બોલી કહા બગાડીએ, નાવ સમંદર બીચ.

હજી તો વહાણ સમુદ્રની વચ્ચે છે ને શામાટે ઝગડો કરવો જોઇએ ? એડન પહોંચીશું એટલે એ દેશના લોકોની રીતભાત કેવી છે તે જોઇને કહીશું. આપણા ઝગડા પણ આ પ્રકારના છે. પૂર્વાચાર્યોએ પણ જે બાબતોનો નિર્ણય કર્યો નથી તે બાબતો ઉપર નકામી કુથલી કરીને આપણે કલહ કરીએ છીએ. સત્ય વાત એક જ છે અને તેનો અનુભવ જૂદા જૂદા માણસો જૂદી જૂદી રીતે કરે છે અને તેમાં વિતંડા કરવી એ નકામી છે. એકવાર ચાર ભાગીદારોએ મળીને એક જમીનનો ટુકડો ખરીદ્યો. ભાગીદારોમાં એક ગુજરાતી, એક હિંદુસ્તાની, એક દક્ષિણી અને એક કચ્છી હતો. ચારે જણાએ જગ્યાની પરીક્ષા કરી. પછી ગુજરાતીએ કહ્યું કે આ જગ્યામાં ભાત વાવવાથી સારો પાક થશે. હિંદુસ્તાનીએ કહ્યું કે ભાત નહિ પણ ચાવલ વાવવા છે. દક્ષિણી કહે કે તમે કહો છો તે હું વાવવા ઇચ્છતો નહિ પણ મારે તો તાંદુલ વાવવા છે. કચ્છીએ કહ્યું

કે ચોખા જ વાવવા છે. આમ વાતો કરતા તેઓ માંહોમાંહે લડવા લાગ્યા. એક ડાહ્યા માણસે કહ્યું કે તમે લડો છો શાને? જેને જે વાવવું હોય તે અનાજની એક મૂઠી નમૂનો લઇ આવો. ચારે જણાએ અનાજના નમૂના લાવીને પેલા માણસની સામે મૂક્યા અને ચારે જણને જણાયું કે જે અનાજની તેઓ હિમાયત કરતા હતા તે અનાજ વસ્તુતઃ એક જ હતું; માત્ર જૂદી જૂદી બોલીમાં એ અનાજનાં જૂદાં જૂદાં નામ હોવાથી જ તેઓ નામને માટે લડી મરતા હતા. આવી રીતે એક જ સત્ય વાતની પાછળ નાહક શબ્દના મારામારી કરીને જીવનનો અમૂલ્ય સમય ગુમાવવાથી આત્માની તેમ જ દેશની અધોગતિ થઇ રહેલી છે. સૌપર સરખો ભાવ, ગરીબો પ્રત્યે દયા, વડીલો પ્રત્યે માન, સમાન મનુષ્યો પ્રત્યે પ્રીતિ, એ જ આત્માના કલ્યાણનો માર્ગ છે અને સર્વ કોઇની એ જ ફરજ છે.

એ પ્રમાણે અવધાનો પૂરાં થઇ રહ્યા પછી પ્રશ્નોના બાકી રહેલા ઉત્તરો આપવાનું મુનિશ્રીએ શરૂ કર્યું હતું.

---

## પ્રશ્નોના ઉત્તરો.

---

**અવધાન ૧-૯-૧૫-૨૩**-પ્રો. આથવલેએ ચાર જૂદે જૂદે વખતે મળી શ્લોકના ૪ જૂદા જૂદા પાદના અક્ષરો આડાઅવળા કહ્યા હતા. મુનિશ્રીએ તે ચારે પાદના અક્ષરોને અનુક્રમબદ્ધ કરીને આખો શ્લોક નીચે પ્રમાણે કહ્યો હતો:—

अविद्याबीजविध्वंसात्। अयमार्पेण चक्षुपा ॥
कालौ भूतभविष्यंतौ । त्र मानमवीविशत् ॥

**અવધાન ૨-૮-૧૪-૨૨**-આ ચાર અવધાનોમાં મુનિશ્રીએ ' સંપત્તિ

એટલે શું?' એ વિષેની બોધદાયક કથામાં મહાત્મા તથા રાજાનો પ્રસંગ વિસ્તારથી કહી સંભળાવ્યો હતો. એક અવધાનમાંનો કથાવિભાગ જ્યાં અધૂરો મુકવામાં આવતો હતો, ત્યાંથી જ પુનઃ તે આગળ શરૂ કરવામાં આવતો હતો. આ ૪ ટુકડાની આખી કથા આગળ આપી જવામાં આવી છે.

**અવધાન ૩**–શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે 'રેતીના રણમાં વંટોળ' વિષે નવો સંસ્કૃત શ્લોક માંગ્યો હતો તે મુનિશ્રીએ બે કકડે પૂરો કરી આપ્યો હતો. આખો શ્લોક નીચે મુજબ છેઃ—

वसंततिलका ।

क्षेत्रं शिवं कनकरूपमिदं तथापि ।
क्लेशेन भारतनृणामभवद्दरिद्रम् ॥
तेनाधुनाऽहह विभाति वनोपमं तन्-
मन्येऽधमं कलहवायुनिदानमेतत् ॥

પ્રમુખશ્રીએ આખો શ્લોક પુનઃ વાંચી સંભળાવીને શ્રોતાઓને તેનો અર્થ સમજાવતાં જણાવ્યું હતું કે મેં રેતીના રણમાં વંટોળ વિષે શ્લોક માગ્યો હતો અને મુનિશ્રીએ એ અર્થને વ્યંગમાં સુંદર રીતે ઘટાવીને શ્લોક આપ્યો છે. તેનો અર્થ ચમત્કારિક પણ છે. તે અર્થ એવો છે કે કલ્યાણરૂપ અને સોના જેવી જે આ ભારતભૂમિ હતી તે આજે ભારતવાસીઓના પરસ્પર ક્લેશને લીધે અકિંચન–દરિદ્ર બની ગઇ છે જેથી તે રણના જેવી જણાય છે અને રણબનવાનું કારણ (મુનિશ્રી કહે છે) હું એવું માનું છું કે કલહરૂપવાયુના વંટોળનું જ એ પરિણામ થયું છે. આ પ્રમાણે ભારતભૂમિનું આધુનિક દૃશ્ય તે રણ છે અને તેની અંદર ચાલતો કલહ તે વાયુનો વંટોળ છે.

રણુમાં ચાલી રહેલા વંટોળ વિષેના આ શ્લોકમાંથી ભારતવાસીએ ઉંડો બોધ લેવા જેવું છે.

**અવધાન ૪**—પ્રો. સ્વામીનારાયણે ગુપ્ત રાખેલો આંકડો મુનિશ્રીએ ૪ નો જણાવ્યો હતો, એટલે આખી રકમ નીચે પ્રમાણે વંચાતી હતીઃ ૧૨૭૭૭૩૪૯૫૦ (પ્રો. સ્વામીનારાયણે મૂળ રકમ ૫૬૭૮૮૨૨ ધારી હતી અને તેને ૨૨૫ થી ગુણતાં તે ગુણાકાર ૧૨૭૭૭૩૪૯૫૦ આવ્યો હતો, જેમાંથી તેમણે ૪ નો આંકડો ગુપ્ત રાખ્યો હતો).

**અવધાન ૫**—રા. બા. રમણભાઇએ પૂછેલું સંસ્કૃત ભાષાનું ૬ શબ્દોનું વાક્ય મુનિશ્રીએ નીચે સુજબ જણાવ્યું હતું;–**शिखां बद्धां मोक्तुम् अयं धावति करः।** વાક્ય બરાબર હતું.

**અવધાન ૬**—રા. નારણલાલ જીવણલાલે પૂછ્યા પ્રમાણે ઇ. સ. ૧૭૮૯ ના ડીસેમ્બર માસની ૩ જી તારીખે મુનિશ્રીએ 'ગુરૂવાર' જણાવ્યો હતો. પૃચ્છકે જવાબ બરાબર હોવાનું જણાવ્યું હતું.

**અવધાન ૭**—સંસ્કૃત ભાષામા પ્રો. આથવલે સાથે થયેલું સંભાષણ આગળ આપી જવામા આવ્યું છે.

**અવધાન ૧૦-૧૭**—પ્રો. સ્વામીનારાયણે ૧૬ ખાનાના યંત્રમાં ૫૦ ની સંખ્યા થાય તેવા આંકડા ભરાવવા કહ્યું હતું, તે મુનિશ્રીએ ભરાવ્યા હતા. આખો યંત્ર બાજુમા દર્શાવ્યા મુજબ હતો. ચાર ઊભી, ચાર આડી અને બે ત્રાંસી બાજુ એથી–દશે બાજુથી ગણતાં સરવાળો ૫૦ થઇ રહે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૨૪ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૨૧ | ૨૦ |
| ૨૩ | ૧૮ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૯ | ૨૨ |

**અવધાન ૧૧**—કવિ નાનાલાલ દલપતરામે આપેલી પાદપૂર્તિ ઉપરથી મુનિશ્રીએ બનાવી આપેલો આખો છંદ આગળ આપી જવામાં આવ્યો છે.

**અવધાન ૧૨**—મુનિશ્રી જીનવિજયજીએ પૂછેલું ૬ શબ્દોનું હિંદી ભાષાનું વાક્ય અનુક્રમબદ્ધ શબ્દોમાં મુનિશ્રીએ જણાવ્યું હતું:- **संसारमें रहता नहि समय एकसरसा सदा ।** વાક્ય બરાબર હતું.

**અવધાન ૧૩**—ડા. હરિપ્રસાદના સવાલનો જવાબ મુનિશ્રીએ આપ્યો હતો:- "જમણા હાથમાં બેકી અને ડાબા હાથમાં એકી." જવાબ બરાબર હતો.

**અવધાન ૧૬**—ચુનીલાલ વર્ધમાન શાહે 'સ્મશાનભૂમિમાં રડતી સ્ત્રીના ઉદ્ગાર વિષે માંગેલી કવિતાની પહેલી બે પંક્તિઓ મુનિશ્રીએ અગાઉ લખાવી હતી. આ વખતે તેની બીજી બે પંક્તિઓ લખાવી છંદ પૂરો કરી આપ્યો હતો, જે નીચે મુજબ હતો:-

(ઉપજાતિ)

હા! હા! ગયા મુંજ પતિ મૂકીને,
ભૂતો વસે છે વિકરાળ ભૂમિ!
રાત્રિ દિસે છે ભયભીત ભારે,
માયે ન હૈયે મુજ દુઃખ ઊર્મિ.

**અવધાન ૧૮**—પ્રો. માધવલાલ સુખલાલ શાહે માગેલો "ખાદીની જરૂર" વિષેનો નિબંધ અગાઉ આપી જવામાં આવ્યો છે.

**અવધાન ૧૯**—મુનિશ્રીએ હિંદી ભાષામાં પં. શંકરપ્રસાદ મિશ્ર સાથે ચલાવેલો સંવાદ આગળ આપી જવામાં આવ્યો છે.

**અવધાન ૨૦**—શાસ્ત્રી શ્રી રામકૃષ્ણ હર્ષજીએ અંતર્લાપિકા સાથે માંગેલો શ્લોક આગળ આપવામાં આવ્યો છે.

**અવધાન ૨૧**—શ્રી. કાળીદાસ જસકરણ ઝવેરીએ માંગેલી જન્મ- તિથિ ".સંવત ૧૯૫૫ ના ફાગણ વદ ૧૧ ને ગુરૂવાર" ની હોવાનું મુનિશ્રીએ જણાવ્યું હતું તે બરાબર હતું.

**અવધાન ૨૪-૩૧**—શેઠ મંગળદાસ જેસીંગભાઇએ બે કકડે ૯ સમાનાંતર સંખ્યાઓ આપી હતી તેનો સરવાળો મુનિશ્રીએ ૧૨૦૨૦૪ જણાવ્યો હતો, તે બરાબર હતો.

**અવધાન ૨૫**—શ્રી. ડાહ્યાભાઇ દેરાસરી સાથે ગુજરાતીમાં થએલા સંભાષણનો પ્રસંગ આગળ આપી જવામાં આવ્યો છે.

**અવધાન ૨૬**—શ્રી. નંદલાલ મણીલાલ શાહે ઉર્દૂ ભાષાનું ૬ શબ્દોનું વાકય પૂછયું હતું તે મુનિશ્રીએ "મૈંને યહ દુનિયામેં કરાર ન દેખા" એ પ્રમાણે જણાવ્યું હતું તે બરાબર હતું.

**અવધાન ૨૭**—પ્રો. દીવાટીયાએ નાંખેલા પાસા ઉપરના દાણા "એક ઉપર બે અને બીજા ઉપર પાંચ" હોવાનું મુનિશ્રીએ જણાવ્યું હતું. પ્રમુખે પાસા તપાસીને દાણા બરાબર હોવાનું જણાવ્યું હતું.

**અવધાન ૨૮**—શ્રી. રસીકલાલ પરીખે પૂછેલું પ્રાકૃત ભાષાનું ૬ શબ્દોનું વાકય મુનિશ્રીએ નીચે મુજબ જણાવ્યું હતું:- जं जस्स जुग्गं तं तस्स देहि વાકય બરાબર હતું.

**અવધાન ૨૯**—ચુનીલાલ વર્ધમાન શાહે ૬૪ પાનાની ૮ થોકડીઓ કરેલી તેની નીચેના આંકડાઓનો સરવાળો મુનિશ્રીએ ૭૨ જણાવ્યો હતો. (૧૧+૬+૫+૯+૧૩+૧૫+૭+૬), તપાસ કરતાં સરવાળો બરાબર માલૂમ પડયો હતો.

**અવધાન ૩૦**—શ્રી નારાયણ ઠક્કુરે પૂછેલું ૬ શબ્દોનું કચ્છી ભાષાનું વાકય મુનિશ્રીએ નીચે મુજબ જણાવ્યું હતું: "મિડા તોજ્યું ગાલિયું જેડા ધીજા ઢુક." વાકય બરાબર હતું.

**અવધાન ૩૨**—ચાર જણાએ ધારેલી રકમના કરાવવામાં આવેલા ગણિતનો છેવટનો જવાબ બધામાં એક સરખો ૧૨૦ નો જ હોવાનું મુનિશ્રીએ જણાવ્યું હતું એ જવાબ બરાબર માલૂમ પડ્યો હતો.

**અવધાન ૩૩**—શ્રી. ગોરધનભાઇ ઇશ્વરભાઇ પટેલે અંગ્રેજી ભાષાનું ૬ શબ્દોનું પૂછેલું વાક્ય મુનિશ્રીએ નીચે મુજબ જણાવ્યું હતું:— Osiris sinks Prince Horus in Capricorn. વાક્ય બરાબર હતું.

**અવધાન ૩૪**—જોષી ગિરિજાશંકરે પૂછેલો ગુણ્ય અને ગુણક આગળ આપી જવામાં આવ્યો છે.

**અવધાન ૩૫**—મુનિશ્રીએ ઉપસંહારમાં આપેલું વ્યાખ્યાન આગળ આપી જવામાં આવ્યું છે.

એ પ્રમાણે અવધાનોના જવાબો પૂરા થઇ રહ્યા હતા.

## આભારદર્શન.

શ્રી. કાળીદાસ જસકરણ ઝવેરીએ હાજર રહેલા ગૃહસ્થોનો, પ્રમુખનો, થીએટર વાપરવા માટેની વ્યવસ્થા કરી આપનાર મી. પ્રેમચંદ કેશવજી ભાયાણીનો તથા વ્યવસ્થા જાળવનારા સ્વયંસેવકોનો આભાર માનવાની દરખાસ્ત મૂકી હતી તેને શેઠ કચરાભાઇ લહેરાભાઇએ ટેકો આપતાં તે પસાર થઈ હતી.

## ઉપસંહાર.

પ્રમુખે ઉપસંહાર તરીકે થોડું વિવેચન કરતાં જણાવ્યું હતું કે મુનિશ્રીનાં અવધાનો પૂરાં થયા છે અને તે બધાં સફળ થયાં છે તે માટે આપણે જેટલો સંતોષ તથા પ્રશંસા દર્શાવીએ તેટલાં થોડાં છે. વખત બહુ થઇ ગયો છે એટલે મારે વધુ કશું કહેવું નથી; પરન્તુ માત્ર એટલી જ આશા દર્શાવું છું કે એક બાજુએ ત્યાગીઓ બેઠા

છે, બીજી બાજુએ ગૃહસ્થો બેઠા છે, પેલી બાજુએ સરસ્વતીના ઉપાસકો બિરાજે છે, આ બાજુએ લક્ષ્મીના ઉપાસકો બિરાજે છેઃ એ બેઉ મહાદેવીઓના ઉપાસકોના આવા સંયુક્ત મેળાવડા અનેક વાર કરવાનો અવસર આપણને પ્રાપ્ત થાઓ અને એવી આશા પૂર્ણ થાઓ.

બાદ સભા વિસર્જન થઇ હતી.



પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીકૃત

અમૂલ્ય ગ્રંથ

# कर्त्तव्य—कौमुदी

### प्रथम ग्रंथ.

### ત્રીજી આવૃત્તિ.

સ્ત્રી અને પુરૂષ, બાળક અને યુવાન, ઈત્યાદિએ જીવનની પ્રથમ બે અવસ્થામાં કરવાયોગ્ય કાર્યો સંબંધી ઉપદેશ આપનારો ૪૫૦ પૃષ્ઠનો પાકા પુંઠાનો ગ્રંથ. મૂલ્ય માત્ર રૂ. ૧—૨—૦ ( પોસ્ટેજ ૭ આના )



# कर्त्तव्य—कौमुदी

### द्वितीय ग्रंथ.

મનુષ્યજીવનની ત્રીજી તથા ચોથી અવસ્થામાં કરવાયોગ્ય કાર્યોનો બોધ આ ગ્રંથમાં છે. ગ્રંથ હજી તૈયાર થઈ રહ્યો છે. ૧૯૮૦ ના ચાતુર્માસમાં પ્રસિદ્ધ થશે.

મળવાનું સ્થળઃ—

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર, **અમદાવાદ.**

મુગ્ધ પ્રેસ મિનર્વા પ્રિન્ટરી. પાંચકુવા અમદાવાદ